# યુધિષ્ઠિર

લેખક
નાનાભાઈ

મહાભારતનાં
પાત્રો



૧૬૧

પ્રકાશક
શ્રીદક્ષિણામૂર્તિ પ્રકાશનમંદિર
ભાવનગર

૦–૪–૬ ૧૯૬૧

મહાભારતનાં પાત્રો-૬

# યુધિષ્ઠિર

લેખક

નાનાભાઈ



શ્રીદક્ષિણામૂર્તિ પ્રકાશનમંદિર
ભાવનગર

ઑગસ્ટ સાડા ચાર આના ૧૯૩૫

પ્રકાશક
ગોપાળરાવ ગજાનન વિદ્વાંસ
શ્રીદક્ષિણામૂર્તિ પ્રકાશનમંદિર
ભાવનગર

મુદ્રક
પારી ભીખાભાઈ ગોપાળજી
શ્રીસરસ્વતી છાપખાનું
ભાવનગર

૧૭૦

પહેલી વાર જુન ૧૯૩૧ ૨૬૦૦ નકલ
બીજી વાર ઓગસ્ટ ૧૯૩૨ ૨૧૦૦ નકલ
ત્રીજી વાર ઓગસ્ટ ૧૯૩૫ ૧૨૫૦ નકલ

# અનુક્રમ

રાજસૂય યજ્ઞ પછી ૩
દ્યૂતસભા વખતે ૧૬
યુધિષ્ઠિરનું દૃષ્ટિબિંદુ ૨૯
યુધિષ્ઠિર શ્રીકૃષ્ણની દૃષ્ટિએ ૩૮
ગુરુજનોના આશીર્વાદ ૪૫
નરો વા કુંજરો વા ૫૨
શલ્ય પાસે ૬૨
ભીષ્મની બાણશય્યા આગળ ૬૬
જીવનને છેલ્લે આરે ૭૬

મહાભારતના પાત્રો–૬

# યુધિષ્ઠિર

# રાજસૂય યજ્ઞ પછી

યુધિષ્ઠિર મહારાજનો રાજસૂય યજ્ઞ પૂરો થયો એટલે દેશ દેશાવરના રાજા મહારાજાઓ પોતપોતાના સ્થાને પાછા ગયા, વ્યાસ ભગવાન અને તેમના શિષ્યો પોતાના આશ્રમમા ગયા, શ્રીકૃષ્ણ દ્વારકા ગયા અને દુર્યોધન પોતાના ભાઈઓને લઈને હસ્તિનાપુર ગયો

યજ્ઞને અતે યુધિષ્ઠિર એક વાર પોતાના ઓરડામા બેઠા હતા ત્યા કુતી આવ્યા

"બેટા યુધિષ્ઠિર !" કુતી બોલ્યા "કેમ આજે ગમગીન બેઠો છે ?"

યુધિષ્ઠિર જરા ઠીક બેસીને બોલ્યા "માડી ! એ તો અમસ્તુ આજે કોણ જાણે શાથી, કાઈ ગમતુ નથી"

"આવડો મોટો માનવસાગર ઊભરાયો હતો તે એકદમ ઓછો થઈ જાય ત્યારે બે દિવસ જરા ઉદાસ જેવુ લાગે" કુતી બોલ્યા

"માતા !" યુધિષ્ઠિરે કહ્યુ "વસ્તુ ન મળી હોય ત્યા

સુધી તેને મેળવવા પાછળ માણુસ અથાગ પરિશ્રમ કરે છે અને એ પરિશ્રમનો જ આનંદ મેળવે છે, પણ વસ્તુ મળ્યા પછી બીજી જ ક્ષણે આ આનંદ હૃદયમાથી ગળી પડે છે વળી પાછો કઈ વસ્તુ આનંદ આપશે તેની શોધમા અને આશામા માણુસ નવો પરિશ્રમ શરૂ કરે છે ”

“ બેટા ! ” કુતી બોલ્યા “ તુ તો સિંહાસન પર બેઠો તોયે આવો ને આવો જ રહ્યો ! હુ તારૂ બધુ આવુતેવુ સમજતી નથી મને તો એટલુ સમજાય છે કે આપણે લાખના મહેલમાથી કાળી રાતે નીકળ્યા હતાં તે આજ દિવસ સુધી રખડ્યા, આજે હવે જપીને બેસવાનો વખત આવ્યો છે એટલે હૈયામા ટાઢક વળે છે ”

“ માતા કુતી ! ” યુધિષ્ઠિર માથુ ધુણાવતા બોલ્યા “ માણુસ એ તો એક ભારે વિચિત્ર પ્રાણી છે ! એકની એક વસ્તુ ગમે તેટલી મીઠી હોય તો પણ તે તેને લાબો વખત આનંદ આપી શકતી નથી માણુસને વિવિધતા રુચે છે સુખ પણ એકલુ હોય તો તો ફિક્કુ લાગે છે ! એટલે જ પરમ કૃપાળુ ઈશ્વરે સુખની આગળ તેમ જ પાછળ દુ ખ ગોઠવ્યુ છે માડી ! મને તો એમ લાગે છે કે મનુષ્યજીવનનો મોટો ભાગ દુ ખથી જ ભરેલો છે ”

“ એમ હોય નહિ ” કુતી બોલ્યા

“ એમ જ છે મનુષ્યજીવનનો સરવાળો કાઢો તો મોટે ભાગે તે દુ ખ જ હશે ” યુધિષ્ઠિર બોલ્યા

“ એવુ હોય તો માણુસને જીવતરનો ગ્મ કેમ

જળવાતો હશે ?" કુંતી બોલ્યાં

"કુંતી મા ! ઈશ્વરે જેમ માણસના જીવનમાં દુઃખ ભર્યું, તેમ અનેક દુઃખોને ભૂલી જવાની અજબ શક્તિ પણ તેને આપી, તેને લીધે જ માણસ જીવી શકે છે આપણી જ વાત કરીએ પહેલવહેલા જંગલમાં નીકળ્યા ત્યારે આ વનવાસનો અંત ક્યારે આવશે એમ જ લાગ્યા કરતું, અને રોજના નવા નવા દુઃખો આપણા હૃદયને વીંધી નાખતા માલમ છે, માતા ? તમે તે દિવસે તરસ્યા થયા ત્યારે કેવા આકળા થઈ ગયા હતા, અને ભીમસેનને તાબડતોબ મોકલ્યો હતો ? આજે એ પ્રસંગનું દુઃખ તો ક્યાંઈ ચાલ્યું ગયું છે, અને જાણે આવાં આવાં નાનાં દુઃખો તો હતાં જ નહિ, એમ નથી થઈ ગયું ?"

"એ દુઃખ તો હવે ગયું, એટલે શા માટે એને સંભારવું ?"

"એમ જ વનમાં રખડતા હતા ત્યારે એમ થતું કે આ વનમાંથી પાછા રાજમહેલોમાં ક્યારે જશું આજે માથા પર આ નાનોશો મુગટ આવ્યો છે, તોયે તેનો ભાર મૂંઝવે છે, અને મનમાં થઈ જાય છે કે રાજસૂયની ધમાલમાંથી છૂટ્યો છું તે બે દિવસ એ જ જંગલોમાં ભટકી આવું !" યુધિષ્ઠિરે કહ્યું

"એવું ન બોલ" કુંતી બોલી ઊઠ્યાં "જંગલોને તો ઘણે દહાડે જોયાં છે હવે તો સ્થિરતા રાખીને રાજ્ય કર એટલે મારી આંખ ઠરે, અને આ તારા ભાઈઓ

નિરાતે ઊંઘે ”

“ માડી ! સાચે જ પૂછુ છુ મારા પિતા પાડુને કોઈ દિવસ નિરાતે ઊંઘ આવી હતી ? નિરાતની ઊંઘ તો જગલમા ભૂરા આકાશના છત્ર નીચે એકાદ પથરા પર પડ્યા રહેતા ભરવાડના નસીબમા લખી હશે મારા જેવા અનેક નાના મોટા રાજાઓ તો એક મણની મશરૂની તળાઈમાયે પડખા ઘસીઘસીને મરી જવાના ! મા કુતી ! તમારા જીવનને આ રાજસૂય યજ્ઞથી તૃપ્તિ થઈ એ જ આવડી મોટી ધમાલનુ એક મોટુ ફળ મને મળ્યુ એમ સમજુ છુ ” યુધિષ્ઠિર બોલ્યા

“ હા, મને તો આનદ થયો જ છે દીકરાના પગમા મોટા મોટા ચક્રવર્તી જેવા રાજાઓ માથા નમાવે, મારી વહુને માથે બ્રાહ્મણો સાત સમુદ્રનાં પાણી એકઠાં કરીને અભિષેક કરે, મારે આગણે રોજ લાખ લાખ માણસોનુ એઠુ વેરાય, અને શ્રીકૃષ્ણ જેવા જગમાન્ય પુરુષ મારે ઘેર જમી રહેલા મહેમાનોના પાતળ ઉપાડવામા ગૌરવ લે આ બધુ જોઈને જગતની કઈ મા હરખઘેલી ન થાય ? દીકરા ! મને દુ ખ થયુ હોય તો તે એક જ વાતથી થયુ છે ” કુતી બોલ્યા

“ કઈ વાતથી ? ” યુધિષ્ઠિરે પૂછ્યુ

“ મારે આગણે જન્મારા આખામા અવસર જેવો અવસર આવ્યો, તેવે વખતે તમે શિશુપાળને મારી નાખ્યો, એ મને જરાયે ગમ્યુ નથી ! ” કુતી અણગમો

દર્શાવતા બોલ્યા

"પણ માતા! બીજો માર્ગ ન હતો પિતામહ જેવા વૃદ્ધ પુરુષ ઊઠીને જાહેર કરે કે શ્રીકૃષ્ણ જ સર્વથી શ્રેષ્ઠ પુરુષ છે માટે તેનુ પૂજન સૌથી પહેલુ થવુ જોઈએ, તોયે શિશુપાળ તો માને જ નહિ!" યુધિષ્ઠિર બોલ્યા

"પિતામહ તેમ જ તમને શ્રીકૃષ્ણ સૌથી શ્રેષ્ઠ લાગ્યા હોય અને શિશુપાળને નયે લાગ્યા હોય, એમા શું?"

"માડી! એ શિશુપાળ તો કોઈ પણ રીતે યજ્ઞમા વિઘ્ન નાખવા જ માગતો હતો આ પૂજનનુ તો તેને એક બહાનુ હાથ આવ્યુ" યુધિષ્ઠિરે ખુલાસો આપ્યો

"દીકરા! ઘણી વાર દુનિયામા એવુ નથી બનતું કે ઈશ્વરનો સાક્ષાત અવતાર હોય તેને પણ લોકો તેના જીવતર દરમિયાન નથી ઓળખી શકતા? અને એ ન ઓળખનારા પોતે તો જે બોલે છે તે શુદ્ધ ભાવથી જ બોલે છે?" કુતી બોલ્યા

"માતા! તમે કહો છો તે વાત તો સાચી છે" યુધિષ્ઠિર બોલ્યા

"આ તો તમે ભરસભામા રાજાઓના અભિપ્રાયો માગો, અને પછી માણુસ પોતાનો ખરેખરો અભિપ્રાય આપે અને તમને તે માફક ન આવે એટલે તેના મોમા તમે ડૂચો દેવા નીકળો, એવુ થયુ! જે સમાજમા માણસને પોતાના ગમે તેવા વિચારો દર્શાવવાની છૂટ ન હોય, પણ ઊલટુ જ્યા માણસને પોતાના વિચારો દર્શા-

વવા બદલ ગુન્હેગાર ગણવામા આવે, તે સમાજ માનવોનો સમાજ નથી પણ ગુલામોનો સમાજ છે એવુ ભીષ્મ પણ ઘણી વાર કહે છે ” કુતી બોલ્યા

“ આ શિશુપાળે માત્ર અભિપ્રાય જ જણાવ્યો ન હતો, પણ રીતસર યજ્ઞમા ભગાણુ પાડવા માટે તેની આખી યોજના હતી એટલે શ્રીકૃષ્ણે તેને પૂરતી તક આપ્યા પછી તેનું માથુ ઉડાવી દીધુ છે ” યુધિષ્ઠિર બોલ્યા

“ એ હશે પણ અમને સ્ત્રીઓને તો આવી આવી બાબતોમા બહુ વહેમ આવે રાજસૂય યજ્ઞ જેવા યજ્ઞમા શ્રીકૃષ્ણની ફોઈ અને ફૂરની પણ મારી બહેનના દીકરાનું માથુ ઊતરે એને હુ તો અપશુકન ગણુ ” કુતી બોલ્યા

“ એમા શુ ? ” યુધિષ્ઠિર વાળી લેતા હોય તેમ બોલ્યા “ એ તો મોટા મેળાઓમા, લગ્નોમા, સત્રોમા ને યજ્ઞોમા આવા આવાં છમકલા તો થયા જ કરે. એમા અપશુકન શા ? એવા પ્રસગોમા તો માણસે થોડા રીઢા થવુ જોઈએ ”

“ યુધિષ્ઠિર ! રીઢી ન થઈ હોત તો આટલુ જીવી શકત જ નહિ પણ તને ખબર છે ? દુનિયામા ઘણી વાર નાની જણાતી બાબતો પણ વખત જતા એવુ રૂપ લે છે કે સૌને ભારે પડે જો, બીજી એક વાતની તને ખબર છે ? ” કુતીએ પૂછ્યુ

“ કઈ વાત ? ” યુધિષ્ઠિર બોલ્યા

“ દુર્યોધન આવ્યો હતો, તે પણ ખૂબ ચિડાઈને

ગયો છે " કુંતી બોલ્યા

"શા માટે? એ પોતે તો કાંઈ બોલ્યો નહિ!" યુધિષ્ઠિરે કહ્યુ

"એમ તો એ ધૃતરાષ્ટ્રનો દીકરો છે અને શકુનિની બહેનનો કોઠો સેવ્યો છે આ ભીમસેને તેની કાંઈક મશ્કરી કરી હશે એટલે તેનુ તેને અવળુ પડ્યુ છે " કુંતીએ જણાવ્યુ

"હા હા, એ તો ભૂલથી પાણીમા કપડા બોળાયા તેની મને ખબર છે પણ એમા શું ?" યુધિષ્ઠિર બોલ્યા

"એમા ઘણુયે હસ્તિનાપુર જતી વખતે મારી પાસે મોટો તોબરો ચડાવીને આવ્યો હતો, અને કેટલુયે બોલતો હતો ભીમને હુ ઘણીયે વાર્ છુ, પણ દુર્યોધનને દેખે છે ત્યા એની આખ ફાટે છે હવે દુર્યોધન ઘેર જઈને કેટલુયે વાકુ બોલશે " કુંતી બોલ્યા

"એ તો એનો સ્વભાવ થયો પણ આપણે ધીરજ રાખવી " યુધિષ્ઠિરે કહ્યુ

"પણ એનો સ્વભાવ એ આપણનેય નડે ના? એ તો તારા કાકાના જેવો જ મનનો બહુ મેલો છે કોઈ વાર જરાક મેણુ મરાઈ ગયુ હોય તો સો વર્ષ સુધી સભારી રાખે અને લાગ આવે ત્યારે બીજુ ઊમેરીને પાછુ આપે એની રાતે તો કોઈનો જન્મ નથી !" કુંતી બોલ્યા

"તોય એ ધૃતરાષ્ટ્રનો કુમાર અને અમારો ભાઈ.

સારો કે ખરાબ પણ એને થોડો ઘણો વેઠવે જ છૂટકો,
છે માડી ! આ સહદેવ કેમ દોડતો આવ્યો ? "

"કેમ સહદેવ ! બહુ ઉતાવળો ? " કુતીએ પૂછ્યુ

"બા ! વિદુર કાકા આવે છે " સહદેવ બોલ્યો.

"વિદુર ? સાચુ બોલે છે ? " કુતીએ પૂછ્યુ

"હા હા, જોને પેલો તેમનો રથ દેખાય ? "
સહદેવે બતાવ્યુ

"ત્યારે તો સોનાનો સૂરજ ઊગ્યો. હુ તેમને કહેતી હતી કે આ યજ્ઞની ધમાલમા હુ તમારી સાથે બે ઘડી નિરાતે બેઠી યે નથી એટલે બે દિવસ રોકાઓ, પણ તેમણે ન માન્યુ આ પાછા આવ્યા તે ઠીક થયુ યુધિષ્ઠિર ! હવે એમને બે દિવસ રોકજે " કુતી બોલ્યા

"માડી ! આપણે કયા ઘાટ ઘડીએ છીએ ત્યારે વિદુર કાકા કયા ઘાટ ઘડતા આવ્યા હશે, કોને ખબર છે ? એમને મળ્યા પછી બધી વાત છે ના ? " યુધિષ્ઠિરે જવાબ આપ્યો

અને ત્રણે જણા વિદુરને લેવા સામા ગયા

* * *

"કાકા ! તમે હજી તો હમણા ચાલ્યા જાઓ છો, ત્યા તરત જ પાછા આવવાનુ ખાસ પ્રયોજન તમે જણાવ્યુ નહિ ! " યુધિષ્ઠિરે પૂછ્યુ

"ખાસ પ્રયોજન તો એ કે મહારાજ ધૃતરાષ્ટ્રે હસ્તિનાપુરમા એક મોટી સભા તૈયાર કરાવી છે "

વિદુર બોલ્યા

"મય દાનવે આ અમારી સભા બનાવી છે તેવી ?" યુધિષ્ઠિરે પૂછ્યુ

"અરે ના રે ના! આવ નાનીશી એ સભા જોવા માટે ને ત્યા કૌરવોની સાથે જુગાર રમવા માટે તમને બોલાવ્યા છે" વિદુર બોલ્યા

"જુગાર ખેલવા માટે ?" યુધિષ્ઠિરે ખાસ પૂછ્યુ

"હા, જુગાર ખેલવા માટે" વિદુરે જવાબ વાળ્યો

"કાકા! એટલા માટે તમને મોકલ્યા ?" યુધિષ્ઠિરે ફરીથી પૂછ્યુ

"હા મહારાજે પોતે મને ખાસ હુકમ કર્યો" વિદુરે જણાવ્યુ

"તમે ના તો કહી જ હશે" યુધિષ્ઠિરે કહ્યું

"મે તો મારામા બળ હતુ તેટલા બધા બળથી વિરોધ કર્યો." વિદુર બોલ્યા

"પછી ?"

"તોય કહે જા, પાંડવોને તેડી લાવ" વિદુરે કહ્યું

"મને એનો શોખ તો છે હમણા વર્ષો થયા છોડી દીધેલ છે, પણ એ તો હાથ લાંબો કર્યો એટલી વાર પણ વિદુર કાકા! આ રમતનુ જો હરામચસકુ માણસને લાગે તો તે મૂઓ પડ્યો છે!" યુધિષ્ઠિરે ચલાવ્યુ

"જરૂર મે તો મહારાજને પણ ત્યા જણાવ્યુ છે અને તને પણ જણાવુ છુ કે જે જે ક્ષત્રિયો આ ચાળે

ચડ્યા છે તેમનો બધાનો વિનાશ જ થયો છે રમત પાસાની હો કે ઘોડાની હો, પત્થરના કટકાની હો કે કાગળની ચબરખીની હો, હારજીતનો પ્રશ્ન ઊભો થયો ને હોડ બકવાનુ દાખલ થયુ એટલે ખલાસ!" વિદુર બોલ્યા

"કાકા! રમત જો રમત તરીકે રમાય તો તેના લાભ પણ ઘણા છે આવી પાસાની રમતોમા સાવધાનતા, હોશિયારી, આગળાના સ્નાયુઓ પર કાબૂ, હારીએ તોયે ફરીથી રમવાની તાકાત, એવુ ઘણુયે કેળવી શકાય" યુધિષ્ઠિર બોલ્યા

"મને તો એ બધા નવરાના ધધા લાગે છે! આજે સમગ્ર ભારતવર્ષના રાજાઓ આ ચાળે ચડ્યા છે તેમા હુ તો ખુવારી સિવાય બીજુ કશુ દેખતો નથી તમારી પ્રજામાથી કોઈ બજારને ઓટલે બેસીને જુગાર રમે તે ગુન્હેગાર ગણાય, અને તમે બધા રાજસભાઓ ચણાવી જુગાર રમો તે પરાક્રમ લેખાય, એ તે ક્યાનો ન્યાય?" વિદુરથી ન રહેવાયુ "રાજા એવો તે કેવોક દેવનો દીકરો છે કે એ જુગાર રમે ત્યારે જુગાર આબરૂદાર ગણાય, અને હજારો ધનાઢ્યો એવી આબરૂની પાછળ પૈસાનુ પાણી કરે?"

"કાકા! તમે તો ભારે સપાટો લગાવો છો, હો!" યુધિષ્ઠિરે કહ્યુ

"ન લગાવુ?"

"તમે કહો છો તે બધા દોષો એમા છે ખરા.

પણ એ રમતને માત્ર રમત તરીકે રમ્યા હોઈએ તો તેમાયે અમુક જાતનો સ્વાદ છે ” યુધિષ્ઠિરે કહ્યુ

“ જેને જીવનના બીજા સ્વાદો બધ થઈ ગયા હોય તેને સ્વાદ આવતો હોય તો ભલે અને યુધિષ્ઠિર ! સાચુ કહુ ? પાસાની રમતને માત્ર રમત તરીકે રમવાની વાતો કલ્પનામા જ છે એ પ્રમાણે માત્ર રમત તરીકે કોઈ રમતુ નથી, ખાલી ચર્ચા કરવી હોય ત્યારે સૌ એ રીતે બોલે છે ”

“ એ સાચુ તો કાકા ! મારે તમારી સાથે આવવુ કે નહિ ? ” યુધિષ્ઠિરે સીધો પ્રશ્ન કર્યો

“ હુ આવ્યો છુ સૌને તેડવા આવવુ ન આવવુ, એ તારી મુખત્યારીની વાત છે ” વિદુરે સભળાવી દીધુ

“ તમારા જેવા આટલે સુધી અમને તેડવા માટે ખાસ આવે અને અમે ન આવીએ તો તમને કેવુ લાગે ? ” યુધિષ્ઠિર બોલ્યા

“ ના, મને જરાયે નહિ લાગે તમે ન આવો તેમા જ હુ તો રાજી છુ ” વિદુરે જણાવ્યુ

“ તમને ન લાગે તો પણ ધૃતરાષ્ટ્ર કાકાને તો લાગે જ ” યુધિષ્ઠિરે જણાવ્યુ

“ એને લાગે તો ભલે લાગે જુગાર રમવુ એ તને અધર્મ જ લાગતો હોય તો જરૂર ન આવ મહારાજ ધૃતરાષ્ટ્રને હુ એ પ્રમાણે જણાવીશ. ” વિદુર બોલ્યા

“ ના ના, આવુ તો ખરો એમ થાય છે રમવુ

ન રમવુ એ જુદો સવાલ છે, પણ તેડાવ્યા છે એટલે આવવુ તો જોઈએ જ ” યુધિષ્ઠિરે કહ્યું

“યુધિષ્ઠિર! આવ્યા પછી રમ્યા વિના નહિ રહેવાય, હો!” વિદુરે ચેતવ્યા

“ન શુ રહેવાય? ભાર છે કોઈના કે મને પરાણે રમાડી શકે?” યુધિષ્ઠિરે ખોંખારો માર્યો.

“બાપુ!” વિદુર બોલ્યા “જુગારીઓ દીંચણ ઢાળીને ટટ્ટાર બેઠા હોય અને ચદ્રના પ્રકાશ જેવા ઊજળા પાસાનો ખ્તા શબ્દ કાને અથડાતો હોય, ત્યા શોખીનને દોરડાથી ખૂણામા બાધી રાખો તોયે દોરડુ એની મેળે તૂટી જવાનુ અને શોખીન પટ પાસે ઘુમરી ખાઈને આવી પડવાનો!”

“કાકા! વ્યસનનુ ખેચાણ એવુ અજબ છે એમ કહેતા હો તો મને એ કબૂલ છે પણ જે લોકો વ્યસનમા પડતા છતા વ્યસનના ગુલામ નથી બન્યા પણ તેના સ્વામી રહ્યા છે, તેમને તમારૂ કહેવુ લાગુ પડતુ નથી” યુધિષ્ઠિર બોલ્યા

“બેટા યુધિષ્ઠિર! તુ હજી ગમે તેવો તોયે બાળક છે તારા કાકા વિદુરે બે ચોમાસા વધારે ગાળ્યા છે ‘વિષયના પાડોશમા જ વાસ કરવો અને છતાયે વિષયથી અણુ જેટલા પણ ન લેપાવુ એ કલ્પના મનોહર છે, કલ્પનામા એ ગાક્ય છે, પણ હાડચામના બનાવેલા માણસથી એ કલ્પના જીરવી શકાય તેવી નથી છતા તને

અનમા અભિમાન હોય કે સભામાં આવીશ પણ રમીશ નહિ, અને રમીશ પણ હોડ બકીશ નહિ, તો તુ ચાલ મારી સાથે " વિદુર ખિન્ન થઈને બોલ્યા

" કાકા ! એમા ખિન્ન શા માટે થાઓ છો ? " યુધિષ્ઠિરે પૂછ્યુ

" ખેદ તો થાય નહિ ? તુ પાડવોમા સૌથી મોટો, હજી તો ગઈ કાલે જ રાજસૂય યજ્ઞમાથી પવિત્ર થઈને ઊઠ્યો છે તને પણ આવી દીવા જેવી વાત સ્પષ્ટ સમજાતી નથી અને જુગારનુ આમત્રણ એક અથવા બીજી રીતે સ્વીકારવા તું તૈયાર છે, ત્યારે મને ખેદ જ થાય પણ હશે, માગીયે ભૂલ થતી હોય ! " વિદુરે કપાળે હાથ દીધો

" કાકા ! એમ ન બોલો તમે જોશો ત્યારે ખાતરી થશે " યુધિષ્ઠિર બો યા

" મારૂ અ તર તો ક્યારનુ ખાતરી કરીને જ બેઠુ છે મને તો આની પાછળ કઈક અણધાર્યું ભાવિ લાગે છે પણ જેવી દૈવની મરજી ! ચાલો ત્યારે, કાલે સવારે આપણે નીકળવાની તૈયારી કરો " વિદુરે જણાવ્યુ

" ભલે ભાઈ સહદેવ ! આપણે સૌને આવતી કાલે સવારે કાકા ધૃતરાષ્ટ્ર પાસે હસ્તિનાપુર જવાનું છે માટે બધી તૈયારી કરો કુતી માતા અને દ્રૌપદીને પણ સાથે આવવાનુ છે યજ્ઞ કર્યા પછી આપણે કાકાને પગે લાગવા પણ જવુ જોઈએ ના ? " એમ કહી યુધિષ્ઠિર વિદુરને લઈને ભોજનગૃહમા ગયા

# દ્યૂતસભા વખતે

"મહારાજ યુધિષ્ઠિર! પધારો" દ્યૂતના ઓરડાની વચ્ચે બેઠેલો શકુનિ બોલ્યો "આ સભાની અંદર ધોળુ કપડુ પાથરી રાખ્યુ છે, અને તેની પાસે જ દૂધસાગરના ફીણ જેવા ધોળા હાથીદાતના પાસા પડ્યા છે તે તમારી રાહ જુએ છે"

"ગાધારરાજ! મારી રાહ એ ન જુએ તમે રમત શરૂ કરો, હુ જોઉં છુ" યુધિષ્ઠિરે જવાબ દીધો

"રમવા માટે તો તમને ખાસ બોલાવ્યા છે!" શકુનિએ ભાર દઈ જણાવ્યુ

"એ સાચુ" યુધિષ્ઠિર બોલ્યા "પણ હુ આવ્યો છુ મહારાજ ધૃતરાષ્ટ્રને વદન કરવા, અને સાથે સાથે રમત જોવા રમતમા બીજાઓ રમે તે જોવુ એ પણ અમુક અંશે તો રમ્યા બરાબર જ છે"

"એ હુ ન જાણુ એ બધુ તમે અને આ દુર્યોધન જાણો દુર્યોધન! તારૂ કામ હમેશાં આવુ ગોટા-

ળિયુ જ રહેવાનુ ?" શકુનિ બોલ્યો

દુર્યોધન જરા આગળ આવીને કહેવા લાગ્યો "યુધિષ્ઠિર! આપણા બધા ભાઈઓમા પાસાની રમત તમને એકને આવડે, એનો શોખ પણ એક તમને તમે રાજસૂય યજ્ઞ કરીને શાતિથી પરવાર્યા એની ખુશાલીમા ધૃતરાષ્ટ્રની સમ્મતિથી આ મેળાવડો ગોઠવ્યો તમે યજ્ઞ કરીને આપણા આખા કૌરવકુળને ઉજાળ્યુ, તેના યત્કિ-ચિત્ સ્મરણમા તમને અહી બોલાવીને બે દિવસ આનદ કરવો એવો વિચાર કર્યો આવા પ્રસગે ખુદ તમે જ રમવાની ના પાડો એટલે ઉત્સવ આખો ફિક્કો થઈ જાય અને કરેલી તમામ મહેનત નકામી થાય!"

"ભાઈ દુર્યોધન!" દુર્યોધનના ખભા પર હાથ મૂકતા યુધિષ્ઠિર બોલ્યા "પાસાની રમત કેવી બૂરી છે તે તુ ક્યા નથી જાણતો?"

"રમત બૂરી ચીજ?" યુધિષ્ઠિરનો હાથ તરછો-ડતો છ છેડાઈને દુર્યોધન બોલી ઊઠ્યો "રમત બૂરી ચીજ હોઈ જ ન શકે વિદુર કાકા પણ મહારાજ ધૃતરાષ્ટ્રને ઊધુચત્તુ સમજાવતા હતા ત્યારે મે કહ્યું હતુ કે આવી રમતો ક્ષત્રિયો પણ નહિ રમે તો પછી કોણ રમશે?"

શકુનિ સામે આંગળી બતાવતા યુધિષ્ઠિર બોલ્યા "આ બધા બેઠા રમનારાઓ ગાધારરાજ તો તેમા મહા કુશળ છે!"

"હુ તો અમસ્તો ગાડા હેઠળના કૂતરા જેવો છુ.

રમતનો મદાર તો આખો તમારા પર છે" શકુનિ બોલ્યો.

"મારા ઉપર? શકુનિ! તમેય તે ઠીક છો, હો!" યુધિષ્ઠિર હસ્યા

"હુ તો જેવુ છે તેવુ કહુ છુ" શકુનિએ ખભા સહેજ ઊંચા કરી કહ્યું

"મહારાજ યુધિષ્ઠિર!" દુર્યોધન બોલ્યો "તમને રમતનો શોખ તો છે જ આપણે મિત્રભાવે રમવું છે અને આનદ લૂટવો છે"

"તો ઠીક ત્યારે, હુ રમીશ પણ રમત રમીશ હો, જુગાર નહિ" યુધિષ્ઠિર બોલ્યા

"એટલે?" શકુનિએ જરા આંખો ચડાવતા કહ્યુ "રમત રમીશ અને જુગાર નહિ, એટલે શું? તમે શું કહેવા માગો છો?"

"પાસાની રમત રમવી પણ હોડ બકવાની નહિ; અને હારજીત જેવુ કશુ નહિ" યુધિષ્ઠિરે જણાવ્યુ

દુર્યોધને ભવા ચડાવીને કહ્યુ "મામા! આ કપડું સકેલી લ્યો અને પાસાને દૂર દૂર નજરેય ન ચડે તેમ ફગાવી દ્યો! ઇંદ્રપ્રસ્થમા બોલાવીને ભીમ પાસે અપમાન કરાવ્યુ, અને આપણે ઘેર આવીને પોતે મારૂ અપમાન કર્યું ધર્મરાજ! પધારો, આપણે નથી રમવુ ધર્મરાજને ધર્મી ગ્હીને બીજાનુ નાક કાપતા આવુ સરસ આવડતું હશે તે આજે જાણ્યુ"

"પણ ભાઈ દુર્યોધન! ઉતાવળો શા માટે થાય છે?

રમીશ તો જરૂર, પણ હોડ બકવાની નહિ, એટલુ જ ” યુધિષ્ઠિર બોલ્યા

“ હોડ નહિ તો રમતનો રસ જ શાનો જામે ? રમતમા સ્વાદ જ હોડનો છે ! ” દુર્યોધન બોલ્યો “ હોડ હોય ત્યારે તો પાસા ફેકવામા રસ આવે, અને મનના કમાડમાત્ર ખૂલી જાય ”

“ રમત ખાતર રમત રમવી એ જ બરાબર છે હોડ મૂકીને રમવુ એ તો છાકટાપણુ છે જુગારમા એક વાર ચડ્યા પછી ઠેકાણુ જ નથી રહેતુ ” યુધિષ્ઠિર બોલ્યા

“ યુધિષ્ઠિર ! એમા ક્યા ઇદ્રપ્રસ્થનો દરબાર લુટાઈ જવાનો છે ? તમે તમારે મને લૂટી લેજોને ? ” દુર્યો-ધન બોલ્યો “ પણ હોડ તો ખરી જ ”

“ તો ભલે તેમ રમીએ ” યુધિષ્ઠિર થોડા લથડ્યા

“ મામા ! ઊઠો ” દુર્યોધન બોલી ઊઠ્યો “ મારા વતી મારા મામા શકુનિ રમશે અને હોડ હુ બગીશ ”

“ જુઓ શકુન ! ” યુધિષ્ઠિરે ગભીરતાથી જણાવ્યુ “ આપણે રમવુ પણ ધર્મથી રમવુ તમે પાસા નાખવામા બહુ કુશળ છો મે કેટલાયે વખતથી પાસાને હાથ સરખો અડકાડ્યો નથી, એટલે તમારે ગૂઈ કરવી નહિ ”

“ મહારાજ ! યજ્ઞગાથી ઉઠીને તમારૂ મન આટલુ બધુ શકાશીલ કેમ થઈ ગયુ છે ? રમતનો શોખીન આદમી લગઉલ્લાસથી રમતમા ઝુકાવે તેને બદલે તમે આમ જુઓ છો ને તેમ જુઓ છો, અને રખેને આ બાજુની વાઘ

નીકળશે કે પેલી બાજુથી દીપડો નીકળશે એવો ભય રાખ્યા કરો છો! ઘડીકમા 'નથી રમવુ ' તો ઘડીમા 'હોડ નહિ ' તો ઘડીમા 'કાંઈ જ નહિ ' આ શુ ? યુધિષ્ઠિર! અમે પણ રમી જાણનારા માણસો છીએ રમવુ હોય તો આવો મેદાનમા " શકુનિ જરા ગરમ થઈને બોલવા લાગ્યો

" શકુનિ, શકુનિ! તુ તો ભારે ભાઈ! હુ કહુ છુ કે આપણે કપટથી નથી રમવુ " યુધિષ્ઠિર બોલ્યા

" મહારાજ યુધિષ્ઠિર! વિદ્વાન માણસ અવિદ્વાનની સાથે વાદમા ઊતરે અને તેને હંફાવે એ કપટ છે ? બળવાન માણસ નબળાને હરાવે તેમા કપટ છે ? હોશિયાર માણસ મૂર્ખને જીતે તેમા કપટ છે ? અને આ બધુ કપટ હોય તો તેટલા કપટ વિના દુનિયા ચાલી જાણી છે ? હા, આવી રમતોને પણ પોતાના ધર્માધર્મની મર્યાદાઓ હોય છે તે મને કબૂલ છે કપટ હોય તો પણ કંઈક રીતનુ હોય, રમતને શોભે તેવું અને રમતને પોષણ આપે તેવુ હોય, તો તેને કપટ ન કહેતા ચાલાકી કહેવી ઘટે આવી ચાલાકીયે ન વાપરવાની હોય તો એ રમતમા જ પૂળી મૂકોને ? " શકુનિ બોલ્યો. અને બોલતા બોલતા તેણે પાસા ખખડાવ્યા

" ઠીક, ત્યારે ચાલો " યુધિષ્ઠિર બોલ્યા. પાસાનો શબ્દ કાન પર અથડાયો એટલે તેમના આખાયે શરીરમા જાણે વીજળીનો સચાર થયો.

* * *

સભા ચિક્કાર ભરાઈ ભીષ્મપિતામહ, દ્રોણાચાર્ય, કૃપાચાર્ય, અશ્વત્થામા વગેરે પોતપોતાના સિંહાસનોમા ગોઠવાઈ ગયા કર્ણ, દુ શાસન, વિકર્ણ તેમ જ બીજા કૌરવોએ પોતપોતાના સ્થાનો લીધા સભાના મધ્યભાગમા ધોળા રગના પટ પાસે શકુનિ અને દુર્યોધન બેઠા હતા પાસે જ એક બાજુ મહારાજ યુધિષ્ઠિર પાસાઓ પરના ચિત્રો જોતા પગને ઊધા નાખીને બેઠા હતા થોડે દૂર ભીમ, અર્જુન, નકુળ ને સહદેવ બધો મામલો જોતા હતા

રમત શરૂ થઈ શકુનિ એક ગોઠણભર બેઠો બેઠો હાથમા પાસા ખખડાવવા લાગ્યો, અને એક પછી એક દાવ જીતવા લાગ્યો એ આલેશાન સભામડપ, સમાજમા તેમ જ રાજકુલમા પ્રતિષ્ઠા ભોગવતા ભીષ્મ દ્રોણ જેવા પ્રેક્ષકો, ચારે તરફ ફેલાતી ધૂપઅત્તરની ભભક, ચદ્રના કિરણોના વાણાતાણા નાખ્યા હોય એવુ પટ પરનુ ધોળુ વસ્ત્ર, ઐરાવતના દતૂશળમાથી બનાવ્યા હોય તેવા પાસા, 'સાબાશ! સાબાશ!' 'મહારાજ! બરાબર મક્કમ રહેજો ' 'શકુનિ! પોબાર ' વગેરે શબ્દો – આ બધાએ એકઠા મળીને જુગાર જેવી પામર વસ્તુને ખોટો ઓપ આપ્યો અને યુધિષ્ઠિર જેવા મહાપુરુષની આખને પણ આજી દીધી! યુધિષ્ઠિર–ધર્મનો સૂક્ષ્મ વિવેક કરી જાણનાર યુધિષ્ઠિર ક્યારનાયે મનનુ સમતોલપણુ ગુમાવી બેઠા હતા રમત ચાલી તેમ તેમ તે વધારે ધૃષ્ટ અને પામર થ

ગયા ક્ષયરોગી માણસ જેમ જેમ મૃત્યુની પાસે પહોચતો જાય છે તેમ તેમ પોતે વધારે સાજો થતો જાય છે એમ માનવા લાગે છે યુધિષ્ઠિર જેમ જેમ હારતા ગયા તેમ તેમ આ ઘડીએ હારી ગયેલુ તમામ એક જ દાવમા પાછુ મેળવી લઉં છુ, એમ માનવા લાગ્યા, અને કીચડમા ખૂચી ગયેલો આદમી બહાર નીકળવાનુ જોર કરે અને વધારે ખૂચતો જાય તેની માફક વધારે ને વધારે ખૂચવા લાગ્યા.

યુધિષ્ઠિર હીરામાણેક હાર્યા, ધનધાન્ય હાર્યા, દાસ દાસીઓને હાર્યા, રાજ્યને હાર્યા અને માડીજાયા ભાઈ ઓને પણ હાર્યા, અરે, છેવટે પોતાની જાતને પણ હાર્યા અને કૌરવોના દાસ થયા !

"મહારાજ યુધિષ્ઠિર ! હવે રમવુ છે?" શકુનિએ પડકાર કર્યો

"હા હા ! આ દાવમા હવે તમે હારવાના છો" યુધિષ્ઠિર બોલ્યા

"પણ તમે હોડમા શુ મૂકશો ?" શકુનિ બોલ્યો.

યુધિષ્ઠિરના મગજના કમાડ ઊઘડી ગયા ! "હોડમા તો શુ મૂકુ ? મારી જાત સુધ્ધાત હારી ગયો છુ, હવે મારી પાસે કશુય રહ્યુ નથી" ધર્મરાજ દીન બની ગયા

"મહારાજ !" શકુનિ બોલ્યો "પણ હજુ દ્રૌપદી બાકી છે તેને હોડમાં મૂકીને તમે ઘણુ પાછુ મેળવી શકો તેમ છો"

યુધિષ્ઠિર એક ક્ષણ થભી ગયા. વળી પાછી તેમને

ઘૂમરી આવી અને બોલ્યા "દ્રૌપદી બાકી છે ?" વળી પાછા થંભી ગયા, અને સામેની બારીમાંથી દૂર આકાશમા એક ખાલી નજર નાખી

"મહારાજ ! કેમ, દ્રૌપદીને હોડમા મૂકો છોને ?" શકુનિએ પૂછ્યુ

યુધિષ્ઠિરે પોતાનુ ભાગ્યુતૂટ્યુ બધુય બળ એકઠુ કરીને કહ્યુ "પાચાલ રાજાની પુત્રી, કુતીની પુત્રવધૂ, શ્રીકૃષ્ણની બેન, અમારા કુટુબની લક્ષ્મી, જેના કેશમાથી અવભૃથ સ્નાનના પાણી હજી પૂરા સુકાયા નથી એવી દ્રૌપદીને હુ હોડમા મૂકુ છુ"

યુધિષ્ઠિરે પૂરૂ કર્યું કે તરત જ શકુનિએ દાવ નાખ્યો અને જણાવ્યુ "મહારાજ ! હુ જીત્યો છુ"

અફીણીનુ અફીણ ઊતરી જાય અને નસો તૂટવા લાગે તેમ યુધિષ્ઠિરનો બધોય જુસ્સો ઊતરી ગયો અને શરીરના બધા ઢીલા થઈ ગયા તેમની આખમાનો કેફ ઊતરી ગયો તેમને આખે શરીરે પરસેવો થઈ આવ્યો, માથુ ભમવા લાગ્યુ, અને મન ખૂબ ખૂબ ઊડુ ઊતરી ગયુ હોય તેમ શરીર આખુ નિશ્ચેષ્ટ થવા લાગ્યુ યુધિષ્ઠિરનો પરવશ દેહ ભીમ અને અર્જુનની પાસે એક બાજુ ગોઠવાઈ ગયો

* * *

દુષ્ટ દુઃશાસન દ્રૌપદીને સભામા ખેચી લાવ્યો. તે રજસ્વલા હતી, તેણે એક જ વસ્ત્ર પહેર્યું હતુ દ્રૌપ-

દીએ પોતાના વસ્ત્રને જાળવતા જાળવતા સભા સન્મુખ ઉચ્ચાર કર્યો —

"કૌરવકુળના મુરબ્બીઓ અને રાજન્યો! મહારાજ યુધિષ્ઠિર પહેલા પોતાની જાતને હાર્યા છે અને પછી મને હોડમા મૂકી છે, કે પહેલી મને હાર્યા છે તેનો નિર્ણય હુ તમારી પાસે માગુ છુ તમે બધા ક્ષત્રિયો છો કોઈ પણ આર્ય સ્ત્રીનુ અપમાન થાય ત્યારે તમારી કેડે લટકતી તલવારો બહાર કૂદી પડવી જોઈએ હુ મહારાજ પાડુની કુલવધૂ છુ, દ્રુપદની પુત્રી છુ, ને શૂરા પાડવોની ભાર્યા છુ આ દુ શાસન મને ચોટલો ઝાલીને ખેચે છે તે તમે જુઓ છો "

સભા તો સ્તબ્ધ થઈ ગઈ! કોણ બોલે? દુર્યોધનનો અધર્મ જાહેર કરવાની છાતી કોની ચાલે? છેવટ ભીષ્મ ઊભા થયા "બેટા દ્રૌપદી! તમારો પ્રશ્ન વિકટ છે યુધિષ્ઠિર પહેલા પોતાની જાતને હાર્યા અને દાસ થયા દાસને સ્વતત્ર મિલકત હોય નહિ એટલે પાછળથી તમને હોડમા મૂકી ન શકે એ એક વાત પરતુ યુધિષ્ઠિર પોતે જ ધર્મને જાણનાર છે યુધિષ્ઠિર પોતે દાસ થયા એટલે તેમની તમામ મિલકત સ્વામીની જ ગણાય, તેથી તમે વગર હોડે પણ જિતાયેલા ગણાઓ આ બહુ જ સૂક્ષ્મ બાબત છે ધર્મની ગતિને કોણ જાણી શકે?"

ભીષ્મનો જવાબ સ્પષ્ટ ન હતો ચડાળચોકડીનો નિર્ણય તો સ્પષ્ટ જ હતો કે દ્રૌપદી દાસી જ ગણાય

છતા દ્રૌપદીના પ્રશ્નથી સભામા ખળભળાટ થયો એટલે દુર્યોધન ઊચે સાદે બોલ્યો "દ્રૌપદીનો પ્રશ્ન ખરી રીતે તો ઊભો થતો જ નથી છતા પણ એ પ્રશ્નનો નિર્ણય યુધિષ્ઠિર જે આપે તે મને કબૂલ છે યુધિષ્ઠિર પોતે કહે કે 'દ્રૌપદી જિતાયેલી ન ગણાય ' તો દ્રૌપદી અત્યારે જ સ્વતત્ર છે।"

સાભળનારા તમામ લોકોને દુર્યોધનના આ શબ્દો ગમી ગયા, એ શબ્દોમા સૌને દુર્યોધનની તટસ્થતા અને ધર્મબુદ્ધિ લાગ્યા એટલે બધી આખો યુધિષ્ઠિર તરફ વળી પણ યુધિષ્ઠિરની પોતાની આખો તો ક્યારની ભોયમા જડાઈ ગઈ હતી।

આખરે દુર્યોધનનો નાનો ભાઈ વિકર્ણ ઊઠ્યો "રાજન્યો ! જે સભામા ભીષ્મ જેવા અને કૃપાચાર્ય જેવા ધર્મના નિર્ણય કરનારાઓ મોજૂદ છે ત્યા મારા જેવાએ ઊઠવુ એ ધૃષ્ટતા ગણાય પણ એવા જવાબદાર પુરુષો આવે અણીને પ્રસગે પોતાની જીભોને સીવી લે ત્યારે રાજ્યનુ અકલ્યાણ થાય અને સમાજનોય અધ પાત થાય આવા ધર્મસકટના પ્રસગે તો દરેક માણસે પોતાનો વિચાર છૂટથી માડવો એ ધર્મ છે, અને દરેક એ ધર્મનુ પાલન કરે તેમા જ સમાજનુ અને રાજ્યનુ કલ્યાણ છે

"દ્રૌપદીનો પ્રશ્ન બરાબર છે પણ હુ તો એથીયે આગળ જાઉ છુ દ્રૌપદીને હોડમા પહેલી મૂકી હોય કે પાછળથી, પણ તેને હોડમા મૂકવાનો યુધિષ્ઠિરને અધિ-

કાર જ કર્યા હતો ? દ્રૌપદી પાડવોની અર્ધાગના છે, તેમના જીવતરની ભાગીદાર છે, તેમના સુખદુ ખોમા સ્વતત્ર હિસ્સાદાર છે પણ દ્રૌપદી શુ યુધિષ્ઠિરની મિલકત છે ? મારા માનવા પ્રમાણે તો પોતાની સ્ત્રીને આ પ્રમાણે મિલકત ગણનાર મહારાજ યુધિષ્ઠિર જ સમાજની અદાલત પાસે મોટા ગુન્હેગાર ઠરે રાજન્યો ! જેમ યુધિષ્ઠિર સ્વતત્ર વ્યક્તિ છે, જેમ ભીમ ને અર્જુન વગેરે સ્વતત્ર વ્યક્તિઓ છે, તેમ જ દ્રૌપદી પણ એક સ્વતત્ર વ્યક્તિ છે ભીમને, અર્જુનને કે દ્રૌપદીને, કોઈને હોડમા મૂકવાનો યુધિષ્ઠિરને અધિકાર નથી, અને મૂક્યા હોય તો યુધિષ્ઠિર તે માટે સમાજના ગુન્હેગાર છે આ એક વાત

"મહારાજ યુધિષ્ઠિરે પહેલા પોતાની જાતને હોડમા મૂકી અને દાસ થઈ ગયા એટલે પાછળથી તેમને દ્રૌપદીને હોડમા મૂકવાની સત્તા હોય જ નહિ અરે તેમને તો દ્રૌપદી સાભરતી જ ન હતી પણ દુષ્ટ શકુનિએ તેમને યાદ આપ્યુ, અને યુધિષ્ઠિરનુ મન વિહ્વલ થઈ ગયેલુ એટલે કશો વિચાર કર્યા વિના તેમણે દ્રૌપદીને હોડમા મૂકી યુધિષ્ઠિર જેવા સટોડિયા લોકો જુગારના સટ્ટામા આવુ કરી બેસે તેને ધર્મની છાપ મારીને વળગી રહેવુ એ ધર્મનુ ખૂન કર્યા બરાબર છે

"મોટાભાઈ દુર્યોધન આ બાબતનો નિર્ણય યુધિષ્ઠિર પર છોડે છે તે પણ બરાબર નથી એ બાબતમા દુર્યોધનનો વિચાર કપટભરેલો છે યુધિષ્ઠિર પોતે સૌજન્યના

ભડાર છે એમના જેવા સજ્જનતાભર્યા પુરુષ પાસે આવા નિર્ણયો આવે ત્યારે તેઓ પોતાના પર અને પોતાના લોકો પર થોડુ એક કષ્ટ ઓઢી લઈને પણ શત્રુને સતોષ આપવા પ્રયત્ન કરે છે, અને તેમ કરવામા જ તેમનુ સૌજન્ય વધારે દીપી ઊઠે છે તમે યુધિષ્ઠિરના આ સૌજન્યને વટાવી ખાવા માગો છો

"પણ મોટાભાઈ! યાદ રાખજો તમે મહારાજ યુધિષ્ઠિરને વટાવીને લાભ ઉઠાવી શકશો પણ જગતની નિયામક સત્તાને કોઈ વટાવી શકવાનુ નથી!

"મામા શકુનિએ યુધિષ્ઠિરને કપટથી જીત્યા છે એમા શક નથી આ પિતામહ વગેરે સૌ અધર્મને દેખી રહ્યા છે છતા ખુલ્લે હૈયે બોલતા કેમ નથી એ જ મને તો આશ્ચર્ય થાય છે! જે માણસ આવે પ્રસગે પણ પોતાના વિચારો નીડરતાથી નથી દર્શાવતો તેને માણસ ગણવો કે કેમ એ જ ધર્મશાસ્ત્રનો મોટો પ્રશ્ન છે

"મોટાભાઈ, મોટાભાઈ! આ બધા ખુશામતિયા લોકો તમને ચડાવે છે જે રાજકુમારની આસપાસ આવા માખણિયા લોકોને જ નાનપણથી ગોઠવવામા આવે તે કુમારો જતે દિવસે બીજા લોકોના કડવા પણ સાચા વેણ શી રીતે સાભળી શકે? મોટાભાઈ દુર્યોધન! હુ આજે કડવો લાગીશ; પણ આ જુગારને પરિણામે કોઈ વાર વેરઝેરનો જુગાર ખીલી નીકળશે ત્યારે મને સભારવો પડશે રાજકુમારો! મે તો મને લાગ્યુ તે આવડી તેવી

ભાષામાં કહી નાખ્યું તમે પણ આ બાબતમાં તમારો સ્વતન્ત્ર વિચાર આપશો તો હજી મને કંઈક આશા છે પણ તમે મોટાભાઈ જે જે કરે છે તે યોગ્ય જ છે એમ માનીને બેસી રહેશો, તો હું તો આપણા સર્વનો વિનાશ જોઈ રહ્યો છુ "

વિકર્ણનો શબ્દેશબ્દ યુધિષ્ઠિરના જખમો પર અમૃત છાટતો હતો પણ એ બોલ્યો ન બોલ્યો ત્યા તો 'નાદાન છોકરા! ધર્મની પૂછડી! પાડવોના ગોલા!' એવા એવા શબ્દો સભામા બોલાવા લાગ્યા અને સભામા જે ચાલી રહ્યુ હતુ તેની સામે પોતાનો પુણ્યપ્રકોપ પ્રગટ કરવા ખાતર વિકર્ણ સભાને છોડી ચાલતો થયો



# યુધિષ્ઠિરનું દષ્ટિબિંદુ

"મોટાભાઈ!" દ્વૈતવનના એક વૃક્ષની છાયા તળે બેઠા બેઠા અર્જુન બોલ્યો "થોડાએક દિવસોથી તમને એક પ્રશ્ન પૂછવાનુ મન થયા કરે છે"

"પૂછને ભાઈ!" પાસે જ વનના હરણને માથા પર ખજવાળતા યુધિષ્ઠિર બોલ્યા

"આપણે પહેલી વાર દ્યૂતમા હાર્યા અને સર્વસ્વ ગુમાવીને દાસ બન્યા એ તો જાણે સમજાય છે" અર્જુન બોલવા લાગ્યો

"આપણે શા માટે કહે છે? હુ જ હાર્યો. હું જુગારના શોખમા તણાઈ ગયો અને તમને સૌને હારી બેઠો!" યુધિષ્ઠિર બોલ્યા

"એટલુ તો સમજાય છે" અર્જુને કહ્યુ

"અરે ભાઈ! હુ તો ભાન ભૂલ્યો હતો, ભાન!" યુધિષ્ઠિર બોલ્યા

"તમે પહેલી વાર ભાન ભૂલ્યા એ તો હું સમજ્યો.

પણ પહેલી વાર હાર્યા અને દાસ થયા, તે બધામાંથી છૂટ્યા પછી તમે બીજી વાર જુગાર શા માટે રમ્યા!" અર્જુને પૂછયુ

"અર્જુન!" યુધિષ્ઠિર અર્જુનની સામે આસન પર બેસીને બોલવા લાગ્યા "એમ નથી પહેલી વારની રમત મારી મૂર્ખાઈનુ પરિણામ હતુ; પણ બીજી વારની રમત તો મારે માટે ધર્મ હતો"

"જુગાર રમવાનો ધર્મ?" અર્જુન ચમક્યો.

"હા, ધર્મ" યુધિષ્ઠિર બો યા "સાંભળ પહેલી વાર આપણે સૌ હાર્યા અને દાસ થયા ત્યારે દ્રૌપદીના શબ્દથી બ્હીને ધૃતરાષ્ટ્રે બે વરદાન આપ્યા"

"હા." અર્જુને કહ્યુ

"પણ એ જ મારૂ ન થયુ" યુધિષ્ઠિર બોલ્યા.

"મોટાભાઈ! તમે આ શુ બોલો છો?" અર્જુને ચમકીને જણાવ્યુ

"સાચુ કહુ છુ હુ રમ્યો દુર્યોધનની સાથે અને આપણે સૌ દાસ પણ તેના થયા બીજી તરફ ધૃતરાષ્ટ્ર કૌરવોની મરજી ઉપરાંત થઈને દ્રૌપદીને વરદાન આપે ને આપણે દાસ મટી સ્વતંત્ર થઈએ, એ સ્વતંત્રતા ધર્મ્ય ન હતી એની પાછળ આપણો પુરુષાર્થ ન હતો પણ ધૃતરાષ્ટ્રની સ્વાર્થી દયા હતી, અને આપણો તો પૂરેપૂરા અપમાન હતો!" યુધિષ્ઠિરે અર્જુનને સમજાવવા માંડ્યો

"એમ હોય તો પછી એનો મા . . . સ્વીકારવો

જ જોઈતો ન હતો " અર્જુન બોલ્યો

" તુ બરાબર કહે છે પણ હું તે ક્ષણે મૂઢ થઈ ગયો હતો એટલે મને એ વાત સૂઝી નહિ " યુધિષ્ઠિર બોલ્યા. " પણ પાછળથી આપણે ઇંદ્રપ્રસ્થ જવા નીકળ્યા ત્યારે મને આ વાત સમજાઈ ગઈ અને મનમા થઈ ગયુ કે 'લાવ, દુર્યોધન પાસે જાઉં અને દ્યૂતના પરાજયનુ ફળ માગી લઉં ' પણ એટલામા તો દુર્યોધનનો જ માણસ દોડતો આવ્યો ને મે બીજી વાર રમવાનુ આમંત્રણ સ્વીકાર્યું " યુધિષ્ઠિર બોલ્યા

" એ માણસ ન આવ્યો હોત તો તમે પોતે પાછા જાત ખરા ? " અર્જુને પૂછ્યુ

" મને લાગે છે કે જરૂર જાત બીજી વાર રમવા જવામા જુગારનો શોખ ન હતો, પણ પહેલાના પાપનુ પ્રાયશ્ચિત્ત લેવાની વૃત્તિ હતી બીજી વાર હુ રમ્યો ત્યારે મનમા જરાયે આવેશ ન હતો અને હું હાર્યો ત્યારે તો મારા હર્ષનો પાર જ ન રહ્યો ! " યુધિષ્ઠિરે કહ્યુ

" મોટાભાઈ! તમે આજે કહો છો ત્યારે તમારી દૃષ્ટિને હુ સમજી શકુ છુ પણ દુ ખ પોતાની મેળે દૂર થતુ હોય ત્યારે પણ તેને સામા બોલાવવા જવુ એ મને તો ન ગમે, તેમ સૂઝે પણ નહિ "

" વીરા અર્જુન ! " યુધિષ્ઠિરે અર્જુનનો ખભો ઠોકીને કહ્યુ " દુ ખને આમંત્રણ આપીને પણ સ્વમાન તો સાચવવું જ ઘટે સ્વમાનને ભોગે ત્રૈલોક્યનુ રાજ્ય મળે

તો પણ અર્જુન તેને લાત મારે એમ હુ સમજુ છુ ” યુધિષ્ઠિર બોલ્યા

“મોટાભાઈ! તમે હમણા હરણને ઘાસ ખવરાવો ત્યા હુ ભીમસેનને અને દેવીને બોલાવી લાવુ મને આ વાત સમજાવી તેમ તેમને પણ સમજાવો ” એટલુ કહી અર્જુન પર્ણકુટી તરફ ગયો.

* * *

“ભીમસેન!” યુધિષ્ઠિર બોલ્યા “એમા તારો સમજફેર છે ”

“સમજફેર નથી” ભીમે તરત જ જવાબ વાળ્યો. “તમે બાર સવત્સર વનવાસ સેવવાની પ્રતિજ્ઞા કરી છે સવત્સરનો અર્થ વર્ષ પણ થાય છે ને દિવસ પણ થાય છે આપણે આપણને અનુકૂળ અર્થ શા માટે ન કરીએ? આપણને વનમા આવ્યા બાર દિવસ થઈ ગયા એટલે આપણો વનવાસ પૂરો થયો હવે તો હુ સીધો હસ્તિનાપુર જાઉં અને દુર્યોધનને મારી નાખી તમને ગાદી પર બેસાડુ ”

“એ જ તારો સમજફેર હુ કહુ છુ ” યુધિષ્ઠિર શાંતિથી બોલ્યા. “બાર સવત્સરની પ્રતિજ્ઞા મૂકતી વખતે મારા મનમા બાર વર્ષોનો જ વિચાર હતો. પાછળથી શબ્દના કોશમા આપેલા અર્થ ઉપર રમત કરી બાર દિવસમાં વનવાસ પૂરો કરવો એ ફક્ત દુર્યોધનને જ છેતર્યા બરાબર નથી, પણ ખુદ મારા આત્માને છેતર્યા બરાબર

છે અને ભીમસેન ! માણસ પોતાના હૈયામા રહેલા નાના-શા આત્માને છેતરીને ચૌદ બ્રહ્માડનું રાજ્ય મેળવે તોયે શું ?"

"મોટાભાઈ ! તમારી વાત તો બરાબર છે, પણ તે તમારી રીતે હુ તો મારી રીતે શું કરવુ તેનો વિચાર કરૂ છુ ધર્મ અધર્મના તમારા ત્રાજવાની દાડી એટલી બધી નાજુક છે કે તે મારા જાડા હાથમાથી સરી જાય છે મારા તો ત્રાજવાયે મોટા ને દાડીયે જાડી તમારા તોલા માથાનો વાળ તોળે તેવા, ત્યારે મારે તો પાચ દસ શેરનો ફરક તો જણાય જ નહિ !" ભીમસેન માથુ ખજવાળતો ખજવાળતો બોલ્યો અને મનમા કઈ કઈ ગણગણતો રવાના થયો

* * *

"યુધિષ્ઠિર મહારાજ ! તમે ભીમસેનને અને અર્જુનને સમજાવ્યા, છતા મારા મનનુ સમાધાન તો થતુ જ નથી " દ્રૌપદી બોલી

"તો તમને મારે સમજાવવા રહ્યા "

"દુર્યોધન ખાસ આપણને હેરાન કરવાના ઈરાદાથી તો દ્વૈતવનમા આવ્યો હતો, તમે એ જાણતા હતા છતા તમે અર્જુનને મોકલીને તેને શા માટે ગંધર્વો પાસેથી છોડાવ્યો ?" દ્રૌપદી ક્રોધ કરતી બોલી

"ન છોડાવુ તો શુ કરૂ ?" યુધિષ્ઠિર બોલ્યા

"એ ગંધર્વો જ એને પૂરો કરત " દ્રૌપદીએ દાત કચકચાવ્યા

"પાંડુ મહારાજના પુત્રો અરણ્યમા બેઠા હોય અને ધૃતરાષ્ટ્રના દીકરાને ગંધર્વો મારી નાખે, એમા આપણી શોભા છે ?" યુધિષ્ઠિરે પૂછ્યુ

"હા, શોભા છે !" દ્રૌપદીએ રોફથી જવાબ દીધો "ત્યારે શુ કુરુવંશના ભીષ્મ અને ધૃતરાષ્ટ્ર જેવા વૃદ્ધો બેઠા હોય અને આપણા લૂગડા ઉતરાવી વલ્કલ પહેરાવી ખરે બપોરે આપણને વનમા કાઢે, એમા શોભા છે ?"

"દેવી ! ક્રોધ ન કરશો " યુધિષ્ઠિર બોલ્યા "એક ખરાબ કામ બીજાને શોભે માટે આપણને પણ શોભવુ જ જોઈએ ? દેવી ! આ પાસેના ઉપવનમા ચાલતા ચાલતાં કોઈ વાર એકાદ પુષ્પ આપણા પગ નીચે કચરાઈ જાય છે ત્યારે તે આપણને કરડવા દોડે છે, કે ત્યા જ પડ્યુ પડ્યુ મીઠી સુવાસ ફેલાવી આપણને આશીર્વાદ આપે છે ?"

"એમ ફૂલ થતા ફરીએ તો બધા જ પગ તળે કચરે ! વેલ પરથીયે ફૂલને ન ઉતારવુ એવા તો તમારા જેવા કોઈક જ " દ્રૌપદી બોલી

"છતાયે ફૂલોને લોકો ઈશ્વરને માથે ચડાવે છે" યુધિષ્ઠિર બોલ્યા

"દુર્યોધનને છોડાવ્યો ને એને રાતોમાતો કરીને ઘેર મોકલ્યો તે એક વાત. પણ પેલા કાળમુખા જયદ્રથને શા માટે છોડાવ્યો ?" દ્રૌપદીએ પ્રશ્ન કર્યો

"એનુ પણ એ જ કારણ " યુધિષ્ઠિર બોલ્યા

"દુર્યોધન તો કાકાનો દીકરો, ને હસ્તિનાપુરનો

પાટવી પણુ જયદ્રથ સાથે શુ ? " દ્રૌપદી બોલી

" જયદ્રથ આપણી બેનનો વર " યુધિષ્ઠિર બોલ્યા

" બેન કોણુ ? કઈ રાડ વળી બેન મૂઈ છે ? " દ્રૌપદી ચોંકી ઊઠી

" કેમ ? બેન દુ શલા " યુધિષ્ઠિરે જણાવ્યુ

" નહિ જોયા હોય બેન મોટા ! એને તો મારી જ નાખવો જોઈતો હતો " દ્રૌપદી બોલી

" એમ મારી નાખવાથી કશો લાભ નથી થતો " યુધિષ્ઠિર બોલ્યા

" તો હવે જોજો એને જીવતો જવા દીધો છે તે મનમા વેર રાખીને ફરશે, ને લાગ મળશે ત્યારે તમને કોઈને છોડશે નહિ ! " દ્રૌપદી બોલી

" દેવી ! તે દિવસે વળી જોયુ જશે મને લાગે છે કે આજે આપેલી ક્ષમા એક દિવસ તેના હૈયામા જરૂર વસશે " યુધિષ્ઠિરે ભાર દઈને જણાવ્યુ

" વસી રહી ! " દ્રૌપદી બને હાથને એકઠા કરતી બોલી " એવા કાળમુખા લોકોને તો દૂધ પાઓ તેનુયે ઝેર થાય એમને એક વાર મારી નાખ્યા હોય તો દુનિયામા બીજાને તો કરડતા મટે ! ઠીક છે, તમારી આ ક્ષમા ક્યા સુધી ટકે છે તે જોઉ છુ "

" પાચાલી ! એ ક્ષમા ટકે કે ન ટકે તમે ત્રણે જણા જોર કરશો તો એ ન પણુ ટકે પણુ જરૂર માનજો કે એ ક્ષમાને બળે જ આજે તો દુર્યોધનના સિહાસનના

પાયાને હુ ખવાઈ જતા દેખુ છુ તમને સૌને તમારા ગાડીવ ને ગદામા શ્રદ્ધા છે તેથી ઘણી વધારે શ્રદ્ધા મને આ ક્ષમામા છે ” યુધિષ્ઠિરે ગભીરતાથી કહેવા માડ્યુ

“ એ ક્ષમાથી કૌરવોના હૈયામા અસર થાય, એમ ? મહારાજ યુધિષ્ઠિર! સ્વપ્નેય એવો ખ્યાલ ન રાખતા ’ દ્રૌપદી બોલી

“ આ ક્ષમા, ” યુધિષ્ઠિર બોલ્યા, “ મારી પોતાની ઊણપને લઈને કૌરવોના મનને ન પણ પિગળાવે પરતુ દ્રુપદપુત્રી! આટલુ તો ચોક્કસ માનજો કે આ ક્ષમા જગતમા એક એવુ બળ ઉત્પન્ન કરે છે કે જે બળને પરિણામે તમારા શસ્ત્રાસ્રો ન કરી શકે એવો કૌરવોનો નાશ થશે તેમને એના બળની ખબર નથી મારી ક્ષમા આજે તો ઊધઈની માફક આ કૌરવવશને ફોલી રહી છે વખત આવ્યે તમારે તો એક ટકોરો જ મારવાનો રહેશે–પછી તે ગાડીવથી મારો કે ભીમની ગદાથી મારો ’ યુધિષ્ઠિરે હૈયુ ઠાલવતા હોય તેમ કહ્યુ

“ પણ મહારાજ! ”

દ્રૌપદી આગળ બોલવા જતા હતા ત્યા યુધિષ્ઠિર બોલ્યા “ પણબણ નહિ મને આશા છે કે હજી દુર્યોધનને સાન આવશે. મને કુરુકુળના પૂર્વજોના તપમા શ્રદ્ધા છે હજી એ તપ પૂરૂ પરવાર્યુ નથી એમ હુ માનુ છુ માટે આખા કુળનુ સમાધાન થાય અને સૌ સુખે રહી શકીએ એ જ મારો માર્ગ છે ”

"યુધિષ્ઠિર!" દ્રૌપદી બોલી "તમે તો એક જ વાત કહી છે, અને તમારા જીવનમાથી એ જ નીકળે પણ મહારાજ! તમારો માર્ગ લાબો વખત ચાલે તેમ દેખાતુ નથી મે અને મારા અર્જુને તો નિશ્ચય કર્યો છે કે વનવાસ પૂરો થયે આપણે લડી લેવુ, અને તે વખતે તમે ક્ષમાની વાતને વળગી રહેવા માગો તો તમને એક બાજુ મૂકી દેવા"

"ભલે!" યુધિષ્ઠિર મહારાજ હસતા હસતા બોલ્યા "આટલા વર્ષો સુધી મે તમને કનડ્યા ને તમે સહન કર્યુ, તો થોડા દિવસ તમેય મને કનડી લ્યો! હુ મૂગે મોયે સહન કરીશ"

યુધિષ્ઠિર અને દ્રૌપદી વાતો કરતા કરતા પર્ણકુટિમા આવ્યા



# યુધિષ્ઠિર · શ્રીકૃષ્ણની દૃષ્ટિએ

તેરમા વર્ષને અંતે પાંડવો વિરાટનગરમાં છતા થયા વિરાટરાજાને પાંડવો જેવા વેવાઈ મળ્યા એટલે તેણે પોતાની ઉત્તરા અભિમન્યુને આપી વિરાટનગરમાં ઉત્તરા-અભિમન્યુના લગ્ન ખૂબ ધામધૂમથી ઉજવાયાં આ લગ્ન પ્રસંગે પાંચાલરાજ દ્રુપદ, ધૃષ્ટદ્યુમ્ન, શ્રીકૃષ્ણ વગેરે હાજર હતા લાબા વિયોગને અંતે સૌ એકબીજાને મળ્યા એટલે સર્વત્ર આનંદ રેલી રહ્યો.

પાંડવોનો સૌથી મોટો પ્રશ્ન 'હવે પછી શું ?' એ હતો. દુર્યોધન પાસેથી પોતાનો હિસ્સો કેવી રીતે લેવો તેનો વિચાર કરવા માટે તેમણે સાથે મળીને મંત્રણા કરવાનું નક્કી કર્યું રીતસરની મંત્રણા શરૂ કર્યા અગાઉ શ્રીકૃષ્ણ પાંડવોની નાડ જુદી જુદી તપાસતા હતા

"શ્રીકૃષ્ણ !" દરવાજા બહારના મેદાનમા આટા મારતો અર્જુન બોલ્યો "મને તો મોટાભાઈ માને તેમ લાગતું નથી"

" એટલે ? " શ્રીકૃષ્ણે પૂછ્યુ

" મોટાભાઈએ આ બાર વર્ષ સુધી ક્ષમાની અને શાતિની જ વાતો કર્યા કરી છે આખાયે વનવાસ દરમિયાન તેમનુ મુખ્ય કામ તો હરણાને ઘાસ ખવરાવવાનુ, ઋષિમુનિઓ આવે તેમની સાથે દયાની અને ધર્મની વાતો કરવાનુ, અને મારા જેવા કોઈ જયદ્રથને પકડી લાવે ત્યારે તેને છોડાવવાનુ રહ્યું છે ભીમને તો ઘણી વાર એમ થઈ જતુ કે મોટાભાઈને આ રોગ ઘર કરી જશે " અર્જુન બોલ્યો

" શુ, મહારાજ હજીયે દયાની વાતો કરે છે ? " શ્રીકૃષ્ણે પૂછ્યુ

" હમણા એક વર્ષ થયા તો અમે મળ્યા જ નથી, અને પછીથી તો આ ધમાલમા પડ્યા, એટલે વાત જ ઠાણે કરી છે ? પણ આજે રાત્રે આપણે મળશુ ત્યારે મહારાજ પોતાની એની એ જ વાત મૂકશે એમા મને શકા નથી " અર્જુને જવાબ વાળ્યો

" એની એ જ વાત મૂકશે એટલે શુ ? " શ્રીકૃષ્ણે ખુલાસો માગ્યો

" એ તો કહેવાના કે દુર્યોધન પોતાની મેળે રાજ્ય આપે તો ઠીક છે, ન આપે તો આપણે સૌએ વનમા જવુ અને ત્યાગીઓનુ જીવન ગાળવુ " અર્જુનના બોલવામા નિરાશા હતી

" સખા અર્જુન ! " શ્રીકૃષ્ણે કહ્યુ " તારી ભૂલ

થાય છે, ભીમસેન અને દ્રૌપદી પણ આમ માનતા હોય તો તેમની પણ ભૂલ થાય છે તમે બધા યુધિષ્ઠિરના અતરને ઓળખો છો તેના કરતા હુ વધારે ઓળખુ છુ આજ સુધીમા કેટલીયે વાર એ અતરમા ડૂબકી મારીને મે જોઈ લીધુ છે "

પણ અર્જુનથી ન રહેવાયુ "ત્યારે શુ તમે એમ કહેવા માગો છો કે દયા, ક્ષમા અને શાતિની વાતો મહારાજ છોડી દેશે? તમને એમ લાગે છે કે હવે એ ધર્મનુ નામ ન લેતા સીધી લડાઈની જ વાત કરશે?"

"અર્જુન! આટલો ઉતાવળો ન થા" શ્રીકૃષ્ણ બો યા. "ધર્મ એ તો એમના હાડમા છે એ પોતે ધર્મના જ પુત્ર છે પણ એનો અર્થ એવો નથી કે તેમને રાજ્ય નથી જોઈતુ "

"ત્યારે જાઓ, તમે મહારાજ યુધિષ્ઠિરને ઓળખતા જ નથી!" કહી અર્જુને મોઢુ ફેરવ્યુ

"ઓળખુ છુ, ભાઈ! ઓળખુ છુ તારા કરતા વધારે ઓળખુ છુ અર્જુન! એક વાત તો તને કહી જ દઉ યુધિષ્ઠિર વનમા વસે કે મહેલમા વિહાર કરે, જ્યા હશે ત્યા દરેક પ્રસગનો વિચાર તે ધર્મની દૃષ્ટિથી જ કરવાના છે એમના મનનો આખો બધાર એ જાતનો છે અને એવો બધાર અનેક જન્મના ઉચ્ચ સસ્કારોનુ પરિણામ છે એમા શક નથી પણ તેટલા પરથી યુધિષ્ઠિરને રાજ્ય નથી ગમતુ એમ માની લેવાની કશી જરૂર નથી "

શ્રીકૃષ્ણે જણાવ્યું

"શ્રીકૃષ્ણ! તમે તો સાવ ઊંધું જ કહો છો જ્યારે જ્યારે કૌરવોની વાત નીકળતી અને હું તથા ભીમસેન લડાઈને માટે આગ્રહ કરતા ત્યારે મહારાજ તો ક્ષમા અને શાંતિની જ વાત કરતા આજે તમે કહો કે તેમને પણ રાજ્ય કરવું છે, એ શી રીતે મનાય ?" અર્જુન બોલ્યો

"અર્જુન!' શ્રીકૃષ્ણે જણાવ્યું "અત્યારે નહિ માન તો બે દિવસ પછી તારી સગી આંખે જો ત્યારે માનજે રાજ્ય તો યુધિષ્ઠિરને પણ જોઈએ છીએ, તેમને ચક્રવર્તી રાજા થવું છે, માથે મુગટ પણ ધારણ કરવો છે પણ આ ધ્યેયને પહોંચતા ખુનરેજી થાય અને લોહીની નદીઓ વહે એ તેમનાથી જોયું જતું નથી, એટલે આ બધા દયાના અને ક્ષમાના ફાંફા મરાય છે અર્જુન! ધીરજથી સાંભળ યુધિષ્ઠિર ધર્મના પુત્ર છે, લોકો તેમને અજાતશત્રુ કહે છે તે બરાબર છે પણ તેમનો ધર્મ કોમળ ધર્મ છે જગત માત્રના ધર્મને બે બાજુ હોય છે, એક કોમળ અને એક ઉગ્ર. એટલા જ માટે જગતની શક્તિ જગદંબાનું રૂપ પણ ધારણ કરે છે અને કાળિકાનું રૂપ પણ ધારણ કરે છે ખરો ધર્મનિષ્ઠ પુરુષ પુષ્પ જેવું કોમળ હૃદય ધારણ કરે છે, પણ વખત આવ્યે એ જ હૃદયને ઉગ્રતા ધારણ કરતા સંકોચ નથી થતો. મહારાજ યુધિષ્ઠિર સ્વભાવે કોમળ છે, એટલે ક્ષત્રિયના બચ્ચા હોવા છતાં લોહીની નદીઓ ચાલે ત્યાં તેમના તંતુઓ ઢીલા થાય

છે અને મન ગભગાય છે એટલા જ માટે જ્યા સુધી ક્ષમા અને શાંતિથી રાજ્ય મળે ત્યા સુધી લડાઈનુ સાહસ તેમને રુચતુ ન હોય "

"પણ સખા શ્રીકૃષ્ણ ! એમ કોઈને રાજ્ય મળ્યા સાભળ્યા છે ? રાજ્ય તો શિરને સાટે મળે તેવી વસ્તુ છે" અર્જુન બોલ્યો.

" જરૂર ! " શ્રીકૃષ્ણે કહ્યુ " ઈશ્વરની દુનિયામા એવા માર્ગો પણ પડ્યા છે કે જેથી માણસ શત્રુને માર્યા વિના પોતે શત્રુને હાથે મરીને વિજય મેળવે "

" શ્રીકૃષ્ણ ! " અર્જુન ચમકી ઊઠ્યો " શુ બોલો છો ? મારી મશ્કરી તો નથી કરતા ? "

" અર્જુન ! " શ્રીકૃષ્ણે ગભીર ચહેરે જણાવ્યુ " આ જગતમા કાર્ય કરનારા ઈશ્વરના માર્ગો મર્યાદિત છે એમ માનવુ એ ઈશ્વરની શક્તિની અણસમજ બતાવે છે. જાતે મરીને વિજય પામવાનો માર્ગ આજે તારા મનમાયે નહિ ઊતરે. ભારતવર્ષની હવામા એ માર્ગને યોગ્ય એવુ માનસ—એ માર્ગને ઝીલી શકે તેવુ હૃદય તૈયાર નથી અર્જુન ! શત્રુના માથા ઉડાવી દેવા તે આજે પરાક્રમ ગણાય છે, પણ એક દિવસ તે જ ગઠ્ઠીપણ ગણાશે; અને આખોયે માનવસમાજ બીજાને મારી નાખવાના વિચારને સમૂળો અસહ્ય માનશે પણ આજે તો જ્યાં તમે બધા ક્ષત્રિયો તલવારો ખખડાવી રહ્યા છો ત્યા આ કલ્પના પણ ક્યાથી આવે ? અર્જુન ! આખરે યુધિષ્ઠિર મહારાજ તારા

અને ભીમસેનના મતને મળતા થશે એમા મને શક નથી ”

અર્જુન બોલ્યો “ તો તમે જાણો મને તો લાગે છે કે મોટાભાઈ લડાઈ માટે રજા નહિ આપે, અને અમારે તેમના ઉપરવટ થઈને લડવુ પડશે ”

“ એવુ નહિ બને ” શ્રીકૃષ્ણ બોલ્યા “ મને આજે તો યુદ્ધ વિના બીજો માર્ગ દેખાતો નથી છતાયે યુદ્ધ વિના શાતિથી બધુ પતી જાય અને આપણું કાર્ય થઈ જાય તો તમને શો વાધો છે ? ”

“ જરાય નહિ ” અર્જુન બોલ્યો

“ તો હુ એ રસ્તે કામ લેવા માગુ છુ ” શ્રીકૃષ્ણ બોલ્યા “ મારે મહારાજ દ્રુપદ સાથે તેમ જ ધૃષ્ટદ્યુમ્નની સાથે પણ વાત થઈ છે ”

“ એ બધા તો લડાઈ માટે હણહણી જ રહ્યા છે વાધો જ એક યુધિષ્ઠિરનો છે ! ” અર્જુન બોલ્યો

“ યુધિષ્ઠિરનો વાધો નહિ રહે તમારે જે જોઈએ છીએ તે જ યુધિષ્ઠિરને પણ જોઈએ છીએ માત્ર તમે શસ્ત્રાસ્ત્રોનો ખડખડાટ કરો છો ત્યારે તેમના કોમળ હૃદયને ધ્રાસકો પડે છે એ તો બે દિવસ રણશિગા સાભળશે અને લોહીમા આગળા રગશે એટલે હૈયુ રીઢુ થઈ જશે, જોજે તો ખરા ! પછી તો તમે લડવામા ઢીલા પડશો ત્યારે તમને પૂછડા પકડીને ઊભા કરશે, અને વિજય નહિ મેળવો ત્યા સુધી જપવા નહિ દે ! જ્યા સુધી તમને સૌને અને મહારાજ યુધિષ્ઠિરને પણ રાજ્ય મેળવવાની

ઉગ્ર વાસના છે ત્યા સુધી તમે નહિ લડો એવી તો મને શંકા જ નથી હા, તમને જ જે દિવસે ચક્રવર્તીપદ પર વૈરાગ્ય આવે, જે દિવસે તમારા ખોળામા આવીને પડેલુ રાજ્ય તમને ખારૂ લાગે, તે દિવસે મારે વિચાર કરવાનો રહેશે પણ એ દિવસ ઊગશે તે પહેલા તો કેટલીયે આસમાનીસુલતાની થઈ ગઈ હશે માટે અર્જુન! યુધિષ્ઠિર વિષે તારે જરાયે ચિંતા ન કરવી ” એમ કહી શ્રીકૃષ્ણે અર્જુનના મનનુ સમાધાન કર્યું, અને સૂર્યાસ્તનો વખત થવા આવ્યો હતો એટલે બન્ને જણા મહેલ તરફ પાછા ફર્યા



# ગુરુજનોના આશીર્વાદ

પાંડવો અને કૌરવોની વચ્ચેના સમાધાનના સંદેશા તૂટી પડ્યા. દ્રુપદનો પુરોહિત નિષ્ફળ થયો, સંજય નિષ્ફળ થયા, મહારાજ શ્રીકૃષ્ણ પણ નિષ્ફળ થયા અને શકુનિ-પુત્ર ઉલૂક તો સફળ થાય તેવો સંભવ જ કયાં હતો?

બંને પક્ષો યુદ્ધ માટે સજ્જ થઈને ઊભા. ભારત-વર્ષના ઐતિહાસિક રણક્ષેત્ર પર દુર્યોધન અને યુધિષ્ઠિર સિંહાસનના ઉમેદવાર તરીકે ખડા થયા. અઢાર અક્ષૌ-હિણી સેના ભારતવર્ષનો મુગટ કોને માથે મૂકશે?

આવતી કાલે દુંદુભિનાદ થશે, આવતી કાલે શંખો ફુંકાશે, આવતી કાલે કાળ જેવા ધનુષ્યોમાંથી સનનન કરતા બાણો છૂટશે, આવતી કાલે ગદાના પ્રહારો શરૂ થશે, આવતી કાલે આકાશ ધૂળથી છવાઈ જશે, આવતી કાલે લોહીની નદીઓ વહેવા લાગશે, આવતી કાલે કેટ-લીયે વીરાંગનાઓ વિધવા થશે, આવતી કાલે કેટલાયે ક્ષત્રિયબાળકો નબાપા થશે, આવતી કાલે કેટલાયે ક્ષત્રિય-

વીરો સ્વર્ગે સંચરશે. આવતી કાલ કેવી ઊગશે ?

આવતી કાલ ઊગે તે પહેલા સાંજે જ યુધિષ્ઠિરે ભીષ્મને અને દ્રોણને છેલ્લી વાર મળી લેવાનો વિચાર કર્યો, એટલે રથમા બેસીને પોતે ભીષ્મના તબુમા આવ્યા

"કેમ યુધિષ્ઠિર ! અત્યારે ક્યાથી ?" ભીષ્મે પૂછ્યું.

"પિતામહ ! આવતી કાલે યુદ્ધ જાહેર થયુ છે" યુધિષ્ઠિર બોલ્યા.

"હા" ભીષ્મે કહ્યુ "કાલથી હુ તમારી સામે રહીને લડવાનો છુ"

"એ જ અમારા મન્દભાગ્ય !" યુધિષ્ઠિર બોલ્યા "આટઆટલા વર્ષો સુધી અમે વનનાં રખડ્યા ને આટ આટલા સમાધાનના સંદેશા મોકલ્યા, તો પણ છેવટે તલ વાર તો આવી જ ! પિતામહ જેવા વૃદ્ધો બેઠા છતાં આ થાય છે એટલી જ મને દિલગીરી !"

"બેટા યુધિષ્ઠિર ! ખેદ ન કર" ભીષ્મ બોલ્યા

"પિતામહ ! ખેદ કેમ ન થાય ? આ યુદ્ધમા આખા ભારતવર્ષના ક્ષત્રિયો એકઠા થયા છે તેમનો હુ વિનાશ દેખુ છુ યુદ્ધને અન્તે આખા દેશમાં ક્ષત્રિયબચ્ચો શોધ્યો નહિ જડે કૌરવોનુ તો નિકંદન જ નીકળી જશે, અને અમારૂ પણ તેમ જ થશે લાખો હાથીઓ, ઘોડાઓ, રથ, વગેરેનો પારે નાશ થશે, આખાયે દેશમાં ચોર લૂટારાઓનો ત્રાસ ફાટી નીકળશે, પ્રજા આખી 'ત્રાહિ ત્રાહિ !' પોકારી ઊઠશે આ બધુ લડાઈનુ પરિણામ. આ પરિણામ

અટકાવવા માટે મે મારાથી બનતુ બધુ કરી જોયુ, પણુ હુ હતાશ થયો !" યુધિષ્ઠિર બોલ્યા

"લડાઈના પરિણામો તો તુ કહે છે તેવા જ, ને તેથીયે ખરાબ છે એમા શક નથી" ભીષ્મ બોલ્યા "યુધિષ્ઠિર! મને આ બધા ક્ષત્રિયો મૃત્યુ પામે તેનીયે પરવા નથી પરતુ યુદ્ધ દરમિયાન આખા દેશમા લડાઈનું એવુ માનસ ઊભુ થશે કે લડાઈ પૂરી થયા પછી અમુક વર્ષ સુધી એ માનસ ચાલુ રહેશે, અને એ માનસને લીધે શાતિ ઊભી થતા બહુ વાર લાગશે"

"પિતામહ! એ તો છે જ" યુધિષ્ઠિર બોલ્યા "આ બધા પરિણામોનો વિચાર કરૂ છુ ત્યારે મન પાછુ હઠી જાય છે, અને લડાઈ શરૂ કરતા પહેલા જ હું મારી સાત અક્ષૌહિણી સેનાને ઉપાડીને ચાલતો થાઉં એવો વિચાર પણુ કોઈ વાર આવી જાય છે"

"યુધિષ્ઠિર!" ભીષ્મ બોલ્યા "તને એમ થાય એ હુ સમજુ છુ પણુ હવે તો યુદ્ધ શરૂ કરવું જ પૃથ્વી પર મોટા ઝઝાવાતા થાય ત્યારે જેમ આપણુને બહુ ગમતા નથી પણુ ખરી રીતે એવા ઝઝાવાતો પૃથ્વીના દેહને સાફ કરે છે, તેમ આવા યુદ્ધો ગમે તેવુ નુકસાન કરતા હોય તો પણુ સમાજના માનસને ઘણી ઘણી રીતે સાફ કરી નાખે છે, અને માનવહૃદયમા શાતિને બહાને બીક વગેરે કચરો ભરાઈ ગયો હોય તેને ધોઈ નાખે છે ધર્મરાજ યુધિષ્ઠિર! મનુષ્યના અત કરણુમા

ધર્મમકટ ઊભુ જ ન થાય તો મનુષ્ય કોઈ દિવસ ચડે ખરો ? એવા મનુષ્યને પશુ જ ગણવો ઘટે તેમ જ, યુધિષ્ઠિર ! આ આખા ભારતવર્ષનુ ધર્મમકટ છે કુરુક્ષેત્ર જેવા ધર્મક્ષેત્રમા આપણે આ યુદ્ધ લડી લેશુ એટલે આખો દેશ ડોળાશે ખરો, પણ એ ડહોળાણમાથી પાછા સ્વચ્છ પાણી નીતરશે એમા શકા નથી માટે તુ હૈયુ કઠણ રાખીને લડાઈ શરૂ કર તને આ અઢાર અક્ષૌહિણીની હિંસાનુ પાપ નહિ લાગે, પરતુ દેશના માનસને સ્વચ્છ કર્યાનુ પુણ્ય મળશે યુધિષ્ઠિર ! સમગ્ર દેશના માનસમા અધર્મને બદલે ધર્મની સ્થાપના થાય તો આ અઢાર અક્ષૌહિણી સેના જેવી મામૂલી ચીજ શી વિસાતમા છે ? ”

“ પિતામહ ! ” યુધિષ્ઠિર ઊઠીને ભીષ્મને પગે પડ્યા અને બોલ્યા “ પિતામહ ! આપને શરણે આવ્યો છુ ; આપના આશીર્વાદનો ભૂખ્યો છુ તો આપનો હાથ મારા માથા પર મૂકી મને કૃતાર્થ કરો ! ”

“ બેટા યુધિષ્ઠિર ! ” ભીષ્મે આશીર્વાદ આપતા કહ્યુ “ જા, તને મારા આશીર્વાદ છે તમારો પક્ષ ધર્મનો છે હુ દુર્યોધનની દુષ્ટતા જાણુ છુ અને જાણુ છુ, છતા તેના પક્ષને છોડતો નથી એટલુ મારા હૃદયનુ લોહી ઠડુ સમજજે યુધિષ્ઠિર ! જા, તારો વિજય છે અર્જુનને કહેજે કે હુ વૃદ્ધ છુ એમ માનીને મારા પર જરાયે દયા ન લાવે વૃદ્ધો સેવાના અધિકારી છે, પણ

સામા પક્ષે ખડા થાય ત્યારે દયાના અધિકારી નથી, પણ વધના અધિકારી છે જા, કુંતીપુત્ર ! જા ઈશ્વર તમારૂ કલ્યાણ કરો ”

યુધિષ્ઠિરે ભીષ્મને ફરીથી એક વાર વદન કર્યું અને ત્યાથી ચાલતા થયા

*  *  *

ભીષ્મના તબુમાથી નીકળી યુધિષ્ઠિર દ્રોણાચાર્યના તબુમા ગયા ને જઈને સીધા આચાર્યના પગમા પડ્યા

“ યુધિષ્ઠિર, યુધિષ્ઠિર ! ” દ્રોણ બોલી ઊઠ્યા “ આ શુ કરે છે ? ”

“ કાલે આપની સામે લડવાનો છુ એટલે આજે આશીર્વાદ માગુ છુ ” યુધિષ્ઠિર બોલ્યા

“ તમારા પર તો સાચા આશીર્વાદ છે ઈશ્વરના ” દ્રોણે કહ્યુ

“ આપ અમારા ગુરુ છો આપે અમને યુદ્ધની તાલીમ આપી છે આજ સુધી અમને આપની પ્રજાની માફક જાણતા આવ્યા છો ” યુધિષ્ઠિરે ચલાવ્યુ

“ યુધિષ્ઠિર ! એ બધુ પુરાણુ જવા દે એ બધુ સાભળુ છુ ત્યારે તો મનમા કેટલાયે ડખો એકીસાથે સળગી ઊઠે છે ” દ્રોણે જણાવ્યુ

“ આચાર્ય ! અમે આપના બાળકો છીએ ” યુધિષ્ઠિર બોલ્યા

“ યુધિષ્ઠિર ! એવી તમામ વાતો જવા દે આવી

બધી બાબતોને મહા મહેનતે હૃદયના અમુક ભાગમાં પૂરી રાખી છે અને તેના પર મોટું લોખંડી તાળું માર્યું છે, તો પણ કોઈ કોઈ વાર એવી એકાદ વાત ડોકિયું કાઢી જાય છે ત્યારે દિવસોના દિવસો સુધી ઉજાગરા થાય છે " દ્રોણ બોલ્યા

" ગુરુદેવ ! આશીર્વાદ આપો " યુધિષ્ઠિરે કહ્યું

" આજે આશીર્વાદ આપવાનો મારો અધિકાર જ નથી રહ્યો એમ લાગે છે ", આચાર્ય બોલ્યા " યુધિષ્ઠિર ! તમારા જીવનના આટઆટલા દુ:ખોમા મે કોઈ દિવસ તમારા ઊના હૈયા ઠાર્યા નથી, તમારા જખમોને રુઝાવ્યા નથી, તમારા આસુ લૂછ્યા નથી, તમારી અંતરની આગો બુઝાવી નથી એ દ્રોણ આજે કયે મોઢે તમને આશીર્વાદ આપે ? આજે તો યુધિષ્ઠિર મને આશીર્વાદ આપે તો હું કલ્યાણ પામુ "

" આચાર્ય ! એ શું બોલો છો ? " યુધિષ્ઠિર બોલ્યા

" સાચુ બોલુ છુ તમને તો તમારી ધર્મબુદ્ધિના જ આશીર્વાદ છે મારા જેવા આચાર્યો પોતાની વિદ્યાને વેચીને બેઠા હોય તેના આશીર્વાદમા બળ પણ શુ હોય ? જા, મને શરમાવ નહિ " દ્રોણે ભારપૂર્વક જણાવ્યું

" આચાર્ય ! ગુરુદેવ ! મને નિરાશ ન કરો. આપની મોટાઈને આપ ન સ્વીકારો પણ મારે તો આપના આશીર્વાદ મેળવ્યા પછી જ જવુ છે, એ ચોક્કસ છે " યુધિષ્ઠિરે જણાવી દીધુ.

"ઠીક ત્યારે જા, યુધિષ્ઠિર ! દ્રોણના આશીર્વાદમા આજે હવે કાઈ પણ કિમત રહી હોય તો તને મારા આશીર્વાદ છે સુખેથી યુદ્ધ શરૂ કર, ને મારા જેવા વૃદ્ધ ખોખાને ફગાવી દઈ આખાયે ભારતવર્ષમા નવજુવાની ઉતાર યુધિષ્ઠિર ! જા, અર્જુનને મારા વણમાગ્યા આશીર્વાદ છે એવા શિષ્યને હાથે પરાજય પામવાનુ મારૂ સદ્‌ભાગ્ય ક્યાથી હોય ?" એટલુ બોલી દ્રોણે યુધિષ્ઠિરને માથે હાથ મૂકયો અને યુધિષ્ઠિર ફરીથી એક વાર તેમને નમન કરી પોતાના તબુએ ગયા



# નરો વા કુંજરો વા

કુરુક્ષેત્રના મેદાન પર મહાભારત મંડાઈ રહ્યું છે એક બાજુ સાત અક્ષૌહિણી સેના અને બીજી બાજુ અગિયાર અક્ષૌહિણી સેના, એક બાજુ પાંચ પાંડવો અને બીજી બાજુ સો કૌરવો એક બાજુ હાથમાં શસ્ત્ર સરખું ન ઝાલવાની પ્રતિજ્ઞા કરીને આવેલા શ્રીકૃષ્ણ અને બીજી બાજુ તેમનું જ પોતાનું આખુંયે લશ્કર; એક બાજુ પુરુષની આકૃતિમાત્ર એવો શિખંડી અને બીજી બાજુ ધોળી દાઢીવાળા નૈષ્ઠિક બ્રહ્મચારી ભીષ્મ; એક બાજુ દ્રુપદનો પુત્ર ધૃષ્ટદ્યુમ્ન તો બીજી બાજુ તેમના મિત્ર અને ધનુર્વિદ્યાના આચાર્ય દ્રોણ

યુદ્ધને દસમે દિવસે ભીષ્મ પડ્યા અને દ્રોણાચાર્યનો સેનાપતિ તરીકે અભિષેક થયો. દ્રોણ જાતે બ્રાહ્મણ ધનુર્વિદ્યાના આવા સમર્થ આચાર્ય છતાં તેમના હાથમાં ખૂન નહિ તેમાંયે અર્જુન પર તો તેમની અસાધારણ પ્રીતિ અર્જુનથી કોઈ ચડે નહિ એટલા માટે તો ભીલ-

કુમાર એકલવ્યનો અગૂઠો ઉતારી લાવેલા! યુદ્ધ શરૂ થયુ ત્યારે અર્જુને દ્રોણુના ચરણુમા બે બાણુ નાખ્યા અને આચાર્યે બે બાણો અર્જુનના માથા પર નાખી આશીર્વાદ આપ્યા

પણુ એ દ્રોણુ આજે ફરી ગયા. આજના દ્રોણુ બ્રાહ્મણુ ન રહ્યા આજના દ્રોણુ અર્જુનના ગુરુ ન રહ્યા આજના દ્રોણુ તો પાડવસેનાના કાળ હતા એમનુ બ્રહ્મતેજ, એમની ધોળી દાઢી, એમના કઠણુ હાથ, એમની તીખી વિદ્યા અને પાચાલરાજ દ્રુપદ તરફનુ એમનુ જગજૂનુ વેર આ બધા સાથે મળીને આજે નિષ્પાંડવી પૃથ્વી કરવા નીકળી પડ્યા, દ્રોણુનો વહાલો અર્જુન તેમની સામે આવ્યો અને ગુરુએ જ આપેલા રહસ્યથી લડવા માડ્યો પણુ રહસ્યના ખુદ દૃષ્ટા પાસે રહસ્ય શી રીતે ટકે? અર્જુનને રથમા મૂર્છા આવી અને શ્રીકૃષ્ણે રથને વાળી લીધો ભીમ સામે આવ્યો. ભીમ એટલે ગાડુ બળ! એણે તો આચાર્યના રથને જ ઊચકી ઊચકીને તોડવા માડ્યા, પણુ યુદ્ધકળામા પ્રવીણુ આચાર્યે તેને મહાત કર્યો અને નસાડી મૂક્યો ધીર ગભીર યુધિષ્ઠિર મહારાજ મામા થયા ન થયા ત્યા તો પાછા હઠ્યા, અને બેબાકળા થઈને શ્રીકૃષ્ણુને શોધવા લાગ્યા

આ તરફ દ્રોણુાચાર્ય કાળો કેર વર્તાવી રહ્યા છે મધ્યાહ્ન થવા આવ્યા, યોદ્ધાઓ ટપોટપ પડયે જાય છે, હાથીઘોડાઓ જમીન પર સૂતા જાય છે, દ્રોણુના બાણો

શત્રુઓને વીંધ્યે જાય છે, ધૃષ્ટદ્યુમ્નની સેના ઝપાટાબંધ ઓછી થતી જાય છે, દુર્યોધનનો ઉત્સાહ કોઈ અજબ રંગ પકડે છે શ્રીકૃષ્ણને વિચાર થઈ પડ્યો; અર્જુન ચિંતામાં પડ્યો; ભીમને તો કંઈ કંઈ કરી નાખવાનું મન થયું; યુધિષ્ઠિરના મનમાં વિજય વિષે શંકા પડી ગઈ

"યુધિષ્ઠિર! મામલો ગંભીર બનતો જાય છે" શ્રીકૃષ્ણે કહ્યું

"મહારાજ! શું કરશું?"

"આજનો રંગ જુદો છે આજે સવારથી દ્રોણ લડે છે તેવી રીતે સાંજ સુધી લડે તો આપણા આખા લશ્કરમાં એકે માણસ જીવતો રહે એવો સંભવ નથી" શ્રીકૃષ્ણ બોલ્યા

"દ્રોણના બાણોમાં એટલું ઝેર છે એ મને આજે જ ખબર પડી આ વિદ્યા તો દ્રોણે મને પણ ન આપી" અર્જુને પૂર્તિ કરી

"એ તો બધું ઠીક હવે આ ઘાટ કેમ બેસાડવો છે તેની વાત કરોને! બાણનું ઝેર તો જાણ્યું" ભીમ ભાઈ બોલ્યા

"કેમ યુધિષ્ઠિર! આપ કેમ કશું બોલતા નથી?" શ્રીકૃષ્ણ બોલ્યા

"મને તો દિશા સૂઝતી નથી પિતામહ પડ્યા પછી તો મને એમ જ થઈ ગયું હતું કે હવે વિજય આપણો જ છે; લડાઈ ભલે ચાલવી હોય ત્યાં સુધી ચાલ્યા કરે

પણ આજે મને લાગે છે કે લડાઈ આજે જ સાજે પૂરી થશે અને " યુધિષ્ઠિર આગળ બોલી ન શક્યા

"મને પણ એમ જ લાગે છે "

" તો પછી આમાથી ઊગરવાનો કોઈ રસ્તો છે ? " ભીમે ચલાવ્યુ

" રસ્તો તો બધાનો હોય તેમ આનો પણ હોય " શ્રીકૃષ્ણે કહ્યુ

" તો આપ રસ્તો બતાવો આજ સુધી આપને રસ્તે જ અમે ચાલ્યા છીએ " યુધિષ્ઠિર બોલ્યા

"રસ્તો તો એ કે દ્રોણ પોતાની મેળે પોતાના શસ્ત્ર છોડે એવી કોઈક યુક્તિ કરવી જ્યા સુધી એ બ્રાહ્મણના હાથમા શસ્ત્ર છે ત્યા સુધી તમારે જીવવાની અને જીતવાની આશા ન રાખવી " શ્રીકૃષ્ણ બોલ્યા

" પણ એ શસ્ત્ર છોડે શી રીતે ? " ભીમે પૂછ્યુ

" પોતાનો પુત્ર અશ્વત્થામા મરાયો છે એટલુ દ્રોણ સાંભળે તો તરત જ એ શસ્ત્રનો ત્યાગ કરશે દ્રોણનુ આખુયે જીવતર અશ્વત્થામા પર અવલબી રહ્યુ છે કોઈ પણ પ્રકારે અશ્વત્થામા મરાયો છે એટલા શબ્દો એને કાને પડવા જોઈએ " શ્રીકૃષ્ણે જણાવ્યુ

" પણ અશ્વત્થામા જીવતો હોય અને તે મરાયો છે એવા શબ્દો કાને પાડવા ? આવો અધર્મ શી રીતે થાય ? " યુધિષ્ઠિર થડકયા

"તમે કહો છો તે બરાબર છે " શ્રીકૃષ્ણે કહ્યુ.

"ધર્મ તો તમે કહો છો તે જ છે પણ અહી તો વિજ યની વાત છે ધર્મના કરતા વિજય વહાલો હોય તો આ પ્રમાણે કરો બીજો એકેય ઉપાય નથી" શ્રીકૃષ્ણે કહ્યુ

"શ્રીકૃષ્ણ! તમે ગમે તેમ કહો આ ઉપાય આપણી વીરતાને છાજતો નથી" અર્જુને પીઠ ફેરવી

"હવે તમે સૌ તમારે રસ્તે જાઓ, અને લડાઈ કરો હુ જોઉ છુ શુ કરવુ ને શું ન કરવુ તે" ભીમસેને સૌને વળાવ્યા અને પોતે માલવોની ટુકડી તરફ વળ્યો

માલવરાજને એક હાથી હતો, તેનુ નામ હતુ અશ્વ ત્થામા માલવરાજ પાડવોની સેના તરફથી લડતા હતા. ભીમે માલવરાજના અશ્વત્થામા નામના હાથીને મારી નાખ્યો અને બૂમ ઉડાડી "અશ્વત્થામા મરાયો! અશ્વ-ત્થામા મરાયો!"

અને ભીમની એ બૂમ ઠેઠ દ્રોણાચાર્યના કાન સુધી પહોંચ્યા વિના કેમ રહે?

દ્રોણને કાને શબ્દો પડ્યા 'અશ્વત્થામા મરાયો.'

"કોણ કહે છે?" દ્રોણે પ્રશ્ન કર્યો

"આ ભીમસેન કહે છે ને? આપનો પુત્ર અશ્વ ત્થામા મરાયો"

દ્રોણ બોલ્યા "ભીમ જૂઠો છે હુ દ્રોણ આજે એમ શસ્ત્ર છોડવાનો નથી મારો અશ્વત્થામા એમ મરે એવો જ કયા છે? ગમ્યા ભીમ! એમ મારા શસ્ત્ર છોડાવીને ...

લેજો ઝપાટા ! મે દુર્યોધનનું લૂણ ખાધુ છે બચ્ચા ધૃષ્ટદ્યુમ્ન ! તારી બહેનને રાણી કરવા આવ્યો હો તો તૈયાર થજે આજે મારો છેલ્લો દિવસ છે ”

ભીમની બૂમથી દ્રોણાચાર્ય ખૂબ ઉશ્કેરાઈ ગયા હતા એટલે બમણા જોરથી લડવા લાગ્યા એ જ વખતે સામે જ દ્રુપદના વીશ હજાર પાચાલોને જોઈને દ્રોણની આખ ફાટી, તેમના હાથમા ચળ આવી અને બ્રહ્માસ્ત્ર ફેકયુ દ્રોણનુ એ બ્રહ્માસ્ત્ર ! બિચાગ પાચાલોને એની ગમ પણ શી પડે ? એ તો વીશે હજાર સ્વાહા !

પણ તરત જ અતરિક્ષમા ઋષિઓ ખડા થઈ ગયા વસિષ્ઠ, વિશ્વામિત્ર, જમદગ્નિ, ભરદ્વાજ, બધા

“ દ્રોણ ! તમારો વખત પૂરો થવા આવ્યો છે તમે બ્રાહ્મણ છો, બ્રાહ્મણને આ યુદ્ધ જેવા ક્રૂર કર્મ ઘટે નહિ આપણો જન્મ તો જગતમા શાતિ સ્થાપવા માટે છે એ કેમ ભૂલી જાઓ છો ? ”

દ્રોણે ઊચુ જોયું પોતાના ખરડાયેલા હાથે બધાને નમન કર્યાં, અને પોતાની આ ઉગ્રતાની પાછળ સતાઈ રહેલી શાતિનુ ઘડીભર સ્મરણ કર્યું

“ દ્રોણ ! તમે તો ધનુર્વિદ્યાના આચાર્ય પાડવો ને કૌરવો તો તમારા શિષ્યો તમે ઊઠીને આ બિચારા પાચાલો પર બ્રહ્માસ્ત્રનો પ્રયોગ કરો, એ શોભે ? જેઓ બિચારા બ્રહ્માસ્ત્રનુ નામ પણ જાણતા નથી, તેમના પર એ પ્રયોગ કરીને તમે અધર્મયુદ્ધ કર્યું છે અને ધનુર્વિદ્યાના

નિયમોનો ભંગ કર્યો છે તે ખાતર તમારે પ્રાયશ્ચિત કરવુ જોઈએ હજી વિચાર કરો, તમારી જાતને ભૂલી: આમ યુદ્ધે ચડ્યા છો તે ઠીક નથી ”

ઋષિઓ અતર્ધાન થયા પણ દ્રોણુના દિલમા ઘ લાગ્યો, તેમના હાથ ઢીલા થયા, તેમને કપાળે પરસેવે વળ્યો, તેમના શસ્ત્રોની ધાર બૂઠી જેવી થઈ પડી! ગાડરાના ટોળામા વાઘ પડે તેમ ઘડી પહેલા જે દ્રોણુ પાડવ સેના પર તૂટી પડતા હતા તેમને ગ્લાનિ છૂટી, અને પોતાથી જાણે મોટુ અકર્મ થઈ ગયુ હોય તેમ તેમને લાગી ગયુ “ વસિષ્ઠ અને વિશ્વામિત્ર જેવા ઋષિઓ પણ કહે છે તો મારે આ કાર્યમાથી ઉપરામ પામવુ જોઈએ ” દ્રોણુ વિચારે ચડ્યા “ અને આ બધું શા માટે? જે અશ્વત્થામાની ખાતર હુ આખુ જીવન જીવી રહ્યો છું તે અશ્વત્થામા મરાયો હોય તો પછી મારે વાટ પણ શા માટે જોવી?” દ્રોણુ આકુળવ્યાકુળ બની ગયા, તેમના ગાત્રો ઢીલા થવા લાગ્યા, તેમની આખે આછા અધારા આવ્યા “ પણ મારો અશ્વત્થામા એમ મરે જ નહિ છતા ભીમે ખોટુ શા માટે કહ્યું હોય? લડાઈનો મામલો છે, કદાચ મારો વહાલો પુત્ર ખપી ગયો હોય તો? તોયે ભીમનો વિશ્વાસ નહિ પૂછવું તો યુધિષ્ઠિરને જ પૂછવુ જન્મીને એણે કદી અસત્ય ભાખ્યુ નથી આ તો હસ્તિનાપુરનુ રાજ્ય છે, પણ ત્રણ લોકના રાજ્યની ખાતર પણ યુધિષ્ઠિર અસત્ય બોલે નહિ લાવ તેને જ પૂછું ”

દ્રોણ સેનાને મોખરે આવ્યા અને ત્રાડ મારી "હે પૃથાપુત્ર યુધિષ્ઠિર ! આગળ આવ મારે તને એક વાત પૂછવી છે "

બન્ને લશ્કરો ઘડીભર થભી ગયા, હાથી, ઘોડા, રથ વગેરે ઊભા રહ્યા, યોદ્ધાઓ કૌતુકથી જોઈ રહ્યા, અને મહારાજ યુધિષ્ઠિરનો રથ પાડવસેનાને મોખરે આવ્યો તેમના રથને પડખે જ શ્રીકૃષ્ણે અર્જુનનો રથ મૂક્યો.

"ગુરુદેવ ! શી આજ્ઞા છે ?" યુધિષ્ઠિર બોલ્યા

"આ તારો ભીમસેન કહે છે કે અશ્વત્થામા મરાયો એ વાત સાચી છે ?"

યુધિષ્ઠિર શ્રીકૃષ્ણ તરફ વળ્યા લાબી લાબી ચર્ચાનો વખત ન હતો શ્રીકૃષ્ણે કહ્યુ "મહારાજ યુધિષ્ઠિર ! આ દ્રોણાચાર્ય આજનો બાકીનો અડધો દિવસ લડશે તો તમારી આખી સેના હતી ન હતી સમજી લેવી તમે તો અત્યારે ધર્મઅધર્મનુ ત્રાજવુ તોળવા બેઠા છો, પણ તમારી કુમકે આવેલા આ લાખો યોદ્ધાઓના જીવતરનો પણ વિચાર કરજો તેમના જીવતર આજે તમારા ત્રાજવામા તોળાયા છે માટે જરા પણ મૂઝાયા વિના ગુરુને જવાબ આપો "

ભીમનો તો કેવળ અસત્યને પણ ટેકો જ હતો પણ યુધિષ્ઠિર મહારાજ મૂઝાયા "જે સત્યને જિદગીભર સેવ્યુ તેને આજે આમ ધૂળ મેળવવુ ? માતા કુતી આ જાણે તો મને શુ કહે ? પણ નહિ નહિ, મારે એક

મારા પોતાના સત્ય ઉપર મુસ્તાક રહી આખી સેનાનો નાશ કરાવવો એ ધર્મ નથી જ શ્રીકૃષ્ણ બરાબર જ કહે છે ” યુધિષ્ઠિર બોલવા તૈયાર થઈ ગયા

વળી થયુ “અને એટલુ પણ છે જે હેતુથી આ આખુ યુદ્ધ માંડ્યુ છે તે હેતુને જતો કરીએ, તો પછી જીવનમા રહ્યુ શું ? વિજય તો મળવો જ જોઈએ ત્યારે વિજયની ખાતર આટલુ ન થાય ? ”

વળી વિચાર થયો “ પણ આમ અસત્યથી ખર-ડાયેલો વિજય એ વિજય છે ? ”

“ યુધિષ્ઠિર ! ” દ્રોણ અધીરા થયા. “ યુધિષ્ઠિર ! જવાબ આપો અશ્વત્થામા મરાયો છે ? મરાયો હોય તો તેમ કહેવામાં જરાયે અચકાવાની જરૂર નથી આજે એ માઠા સમાચાર સાભળવા પણ દ્રોણ તૈયાર છે ”

પણ યુધિષ્ઠિર જવાબ આપવા તૈયાર ન હતા

યુધિષ્ઠિરનું હૃદય સત્ય અને વિજય વચ્ચે ઝોલા ખાવા લાગ્યુ તેમને શરીરે પરસેવો છૂટ્યો પણ આખરે તે બોલ્યા “ अश्वत्थामा हत । ”

બીજી જ ક્ષણે સવાલ થયો “ પણ અશ્વત્થામા તો જીવે છે ને ? ” વળી મથન ચાલ્યુ “ યુધિષ્ઠિર ! આવુ હડહડતુ જૂઠ્ઠુ ? તારૂ સત્યવાદીપણુ ક્યા ચાલ્યુ ગયુ ? ભલા, સાચુ બોલ તો ખરો ! ” અને ધર્મરાજાને થયું “ લાવ, સાચુ બોલવા દે ” અને બોલ્યા. “ नरो वा कुञ्जरो वा । ”

"પણ જોજે હો જીભ, આ શબ્દો દ્રોણ ન સાંભળે" પાંડવોના યુધિષ્ઠિરે વિચાર્યું "એ શબ્દો બોલવા ખરા પણ ધીમેથી બોલવા. એટલે દ્રોણ ન સાંભળે, અને બીજી રીતે તો બોલ્યા ગણાઈએ"

યુધિષ્ઠિર ગણગણ્યા "नरो वा कुञ्जरो वा। नरो वा कुञ्जरो वा। नरो वा कुञ्जरो वा।"

"આપણે તો સાચું હતું તે કહ્યું પછી દ્રોણગુરુ ન સાંભળે અને શસ્ત્રોનો ત્યાગ કરે તેમાં આપણે શું કરીએ?" યુધિષ્ઠિરે મન મનાવ્યું

યુધિષ્ઠિરે સત્ય છોડ્યું, દ્રોણે શસ્ત્રો છોડ્યાં યુધિષ્ઠિરના મુખે કાંતિ છોડી, જગતે ઘડીભર પ્રકાશ છોડ્યો અને દિશાઓ કાળી થઈ ગઈ



# શલ્ય પાસે

યુદ્ધના સાતમા દિવસની મધ્યરાત્રિએ મહારાજ યુધિષ્ઠિર શલ્યના તબુમા આવ્યા શલ્ય મહારાજ તાજા જ દુર્યોધન પાસેથી ચાલ્યા આવતા હતા.

"કેમ યુધિષ્ઠિર ?" શલ્યે તેમનો સત્કાર કરતા કરત પૂછ્યુ "આટલી મોડી રાતે ક્યાથી ?"

"મામા! તમે તો ગજબ કર્યો!" યુધિષ્ઠિર બોલ્યા

"કેમ ભાઈ ? એવુ શા માટે બોલે છે ?" શલ્યે પ્રશ્ન કર્યો

"મદ્રરાજ શલ્ય! .. " યુધિષ્ઠિરે શરૂ કર્યું

"મામો મટીને મદ્રરાજ થઈ ગયો કે ?" શલ્યે વચ્ચે જ પૂછ્યુ

"જરૂર મામા રહેવુ હોત તો તો શા ય દુર્યોધનની સાથે પડાવ ન નાખત, પણ નકુળસહદેવ સાથે નાખત." યુધિષ્ઠિર બોલ્યા

"એ તો ચવાનુ થઈ ગયુ !" શલ્ય બોલ્યા

" તો તો પછી આજે પણ થવાનુ થઈ ગયુ, એમ જ મારે સમજવુ કે ? " યુધિષ્ઠિર બોલ્યા

" એક વાર વાત તો કર ? છે શું ? " શલ્યે પૂછ્યુ

" તમે આવતી કાલે કર્ણના સારથિ થઈ તેનો રથ હાકવાના છો એ વાત સાચી ? " યુધિષ્ઠિરે પૂછ્યુ

" સાચી " શલ્ય બોલ્યા

" કર્ણ અર્જુનની સામે લડે છે એ તમને ખબર છે ? " યુધિષ્ઠિરે બીજો પ્રશ્ન કર્યો

" એટલા માટે તો કર્ણે મને માગ્યો અર્જુનને શ્રીકૃષ્ણ છે તેવો તેને પણ સારથિ જોઈએ એવો તેનો આગ્રહ હતો " શલ્યે જણાવ્યુ

" પણ તમે અર્જુનની સામા ઊભા રહેશો ? તમે સારથિ થવાની ના પાડી હોત તો અમારા પર ઉપકાર થાત " યુધિષ્ઠિર બોલ્યા

" યુધિષ્ઠિર ! હુ જાણુ છુ તમારા ઉપર ઉપકાર કરવાની વાત તો બાજુએ રહી, પણ મારા સ્વમાનની ખાતર પણ મારે એ સૂતપુત્રના સારથિ થવુ ન હતુ પણ શુ કરૂ ? કુરુપતિ દુર્યોધન પોતે મારી દાઢીમા હાથ નાખે ત્યારે ના પણ કઈ રીતે પડાય ? " શલ્યે જણાવ્યુ

" ત્યારે મામા ! તમે અમને તો પૂરેપૂરા ફળ્યા, કેમ ? " યુધિષ્ઠિર બોલ્યા

" સારથિ તો થઈ ચૂક્યો, હવે તેમા ફેરફાર થઈ શકે તેમ નથી એ સિવાય કઈ હોય તો કહે " શલ્યે કહ્યું.

"છે તો ઘણુ, તમારે કરવુ હોય તો" યુધિષ્ઠિરે કહ્યુ

"એ સિવાયનુ તુ કહે તે કરીશ"

"તો સારથિ થયા છતા તમે અર્જુનને મદદ કરી શકો છો" યુધિષ્ઠિર બોલ્યા

"શી રીતે?" શલ્યે પૂછ્યુ

"તમે રથ હાકતા હાકતા પણ કર્ણને કડવા વચનો કહીને તેના જુસ્સાને જો ઠંડો પાડી નાખો તો કર્ણ અર્જુનને હાથે મરાશે" યુધિષ્ઠિર બોલ્યા

"એ તો અમસ્તોય હુ કરવાનો જ એ કાગડો રથમા બેઠો બેઠો બડાઈઓ હાકશે તે મારાથી સહન નહિ થાય, એટલે મારાથી એને બે વેણ કહેવાઈ જ જશે અને તે ઠરી પણ જશે યુધિષ્ઠિર! એ હુ જરૂર કરીશ આ તો હવે મહાયુદ્ધ થઈ પડયુ છે અને અમારા સૈનિકોની સખ્યા એટલી ઓછી થઈ ગઈ છે કે એક સાધારણ યોદ્ધાના જીવનની પણ કિમત આજે વધી પડી છે નહિ-તર મને થાય છે કે એ સૂતપુત્રનો રથ હાકીને એક ખાડામા નાખી દઉં, એટલે એ પણ જાણે કે શલ્યને સારથિ બનાવ્યો હતો! પણ આજે તો મહારાજ દુર્યોધનનો જીવ મૂઠીમા આવી ગયો છે, અને ગમે તે જોખમે પણ હુ તેમને પડખે ઊભો રહેવા માગુ છુ યુધિષ્ઠિર! જા; અર્જુનની ચિતા ન રાખ. એના રથ પર તો શ્રીકૃષ્ણ છે કર્ણ જેવા બકવાદ કરે અને શલ્ય જેવા ઘોડાઓના દોરડા

ખેચ્યા કરે તેથી કાંઈ અર્જુન ને શ્રીકૃષ્ણની જોડી થાય છે ? એ તો કર્ણ અમસ્તો જખ મારે છે ”

શલ્યને વદન કરી યુધિષ્ઠિર પોતાના તબુમા આવ્યા અને શલ્યને માટે નચિત જેવા થઈ ગયા



# ભીષ્મની બાણશય્યા આગળ

"બેટા !—અરે બેટા નહિ, મહારાજ યુધિષ્ઠિર !" બાણશય્યા પર સૂતેલા પિતામહ બોલ્યા.

"પિતામહ ! મહારાજ નહિ પણ કાયમ બેટો જ રહું એટલુ માગુ છુ" યુધિષ્ઠિર બોલ્યા

"બેટા યુધિષ્ઠિર ! આજે હવે વનમા જવાનો વિચાર કેવળ નિર્બળતા છે" ભીષ્મે કહ્યુ

"ભીષ્મ પિતામહ ! હસ્તિનાપુરનો મુગટ હજી એક માસથી ધારણ કર્યો છે ત્યા તો હુ ધરાઈ ગયો છુ" યુધિષ્ઠિર બોલ્યા "એ મુગટમા મે કાટા તો ધાર્યા જ હતા પણ લોઢાના અણીવાળા સોયા નહોતા ધાર્યા."

"બાપુ યુધિષ્ઠિર !" ભીષ્મ જરા સ્વસ્થ થઈને બોલ્યા "મે તો મુગટ ધારણ નથી કર્યો તો પણ આ લોઢાની સુખશય્યામા સૂતો છુ તે તુ જુએ છે જે જે માણસ સમાજનો નેતા થઈને નીકળે તેણે એક દિવસ આવા શૂળા માટે તૈયાર રહેવુ જ જોઈએ તેમા તુ તો

સમગ્ર ભારતનો સમ્રાટ થયો એટલે આવા શૂળાથી ભડકે તે કેમ પાલવે ? ”

“ પિતામહ ! ભડકતો નથી હસ્તિનાપુરનો મુગટ ધારણ કર્યો ત્યારે તરતમા તો એ ખૂબ મીઠો લાગ્યો, અને ઘડીભર તો એમ પણ થયુ કે હવે લાબા કાળનો થાક ઉતારવાનો વખત આવ્યો ” યુધિષ્ઠિર બોલ્યા

“ થાક ઉતારવાનો ?” ભીષ્મ હસ્યા “ થાક તો નવો લાગશે હા, યુદ્ધકાળના થાક કરતા આ શાતિના કાળનો થાક જુદા પ્રકારનો હોય છે, એટલે પ્રકારભેદે પહેલાનો થાક ઊતરી જાય તો ના નહિ પણ મારી ગણતરી પ્રમાણે તો થાક હવે લાગશે, યુદ્ધનો થાક પણ હવે લાગશે ”

“ પિતામહ ! ” યુધિષ્ઠિર બોલ્યા “ એમ જ બન્યુ છે પહેલા તો યુદ્ધનો કેફ હતો એટલે શરીર અને મન બને તગ હતા આજે હવે કેફ ઊતરી ગયો છે એટલે તમામ ગાત્રો ઢીલા થઈ ગયા છે, અને દીર્ઘ કાળ સુધી કોઈ એક જગલમા કૌપીન પહેરીને લાબો થઈને સૂઈ રહુ એમ થઈ જાય છે ”

“બેટા યુધિષ્ઠિર ! એ જ નિર્બળતા એ નિર્બળતા જ ધર્મને નામે ઘણા લોકોને ઠગે છે અને સસારમા પછાડે છે તુ આ નિર્બળતાને ખખેરી નાખ અને જે ગક્કમતાથી આ યુદ્ધનુ વહન કર્યુ છે તેથી ઘણી વધારે અક્કમતાથી આ શૂળાવાળા મુગટને પણ ધારણ કર ”

“ પિતામહ !” યુધિષ્ઠિરે નમ્રતાથી કહ્યુ “હસ્તિના-

પુરની અગાશીમા ઊભો રહીને આખાયે ભારતવર્ષ પર નજર નાખુ છુ ત્યારે જાણે એક મોટુ વેરાન મારી આખ આગળ ખડુ થાય છે, ને આ વેરાનમાથી હુ શી રીતે નવુ ભારત ઊભુ કરી શકીશ એ વિચારે ધ્રૂજી ઊઠુ છું પિતામહ! કૌરવકુળના સ્તભરૂપ તમે બાણશય્યામા પડ્યા અને મારા જેવાને માથે આ મહાભારત કામ આવ્યું "

"એ યોગ્ય જ થયુ છે " ભીષ્મે જવાબ વાળ્યો "બેટા! તે અને તારા ભાઈઓએ દુર્યોધનને 'અધર્મી' કહીને જગતભરમા વગોવ્યો, એના અધર્મનો લાભ લઈને તમે દેશભરમાથી મદદ મેળવી, એની દુષ્ટતાનો ઉપયોગ કરીને તમે તમારા નાના એવા અધર્મોને તેની છાયામાં સતાડી દીધા, અને એ રીતે વિજય મેળવ્યો કુતીપુત્ર યુધિષ્ઠિર! આજે હવે તમારે જગત આખાને જવાબ દેવાનો વારો આવ્યો છે તમારા જવાબ પરથી તમારા વિજયનો આક નીકળશે એ ચોક્કસ માનજો "

"પિતામહ!" યુધિષ્ઠિર બોલ્યા "એ હુ બરાબર સમજુ છુ; માટે જ ગાજી જાઉ છુ "

"પણ એમ ગાજી જવુ કેમ પાલવે? યુદ્ધમા જે ક્ષાત્રતેજ તમે સૌએ દેખાડ્યુ તેથી જરાયે ઓછા ક્ષાત્ર તેજની આ પુનર્ઘટનામા જરૂર છે એમ લાગે છે?" ભીષ્મે પૂછ્યુ

"એથી તો ઘણુ વધારે જોઈએ" યુધિષ્ઠિર બોલ્યા "યુદ્ધમા તો ખોટો ઊભરો હોય તોયે ક્ષાત્રતેજ દેખાય,

પણ આજે તો ખોટો ઊભરો લગીરે ન ચાલે ”

“ત્યારે એક વાત તો ચોક્કસ રાખ હમણા પદર વીશ વર્ષો સુધી તારે વનબનની વાતજ ન કરવી અરે, એની નાડે પણ ન જવુ તારી ઇચ્છા હોય કે ન હોય, પણ આજે તો વિજય મેળવીને તમે જે ઘોડે ચડ્યા છો તે ઘોડા પરથી ઘેર જ ઊતરવુ કેમ, બરાબર છે ?”

“આપ એ પ્રમાણે કહો તો બરાબર છે” યુધિષ્ઠિરે જણાવ્યુ

“હુ એમ જ કહુ છુ યુધિષ્ઠિર ! તારો અતરાત્મા પણ એમ જ કહેશે આ સ્મશાનવૈરાગ્ય બે દિવસ ટકવાનો છે એમ ખાતરી રાખજે હવે તારે રાજ્યનો વિચાર કરવાનો રહે છે ” ભીષ્મ બોલ્યા

“રાજ્યમા આજે તો કેવળ મેદાન થઈ રહ્યુ છે !” યુધિષ્ઠિર બોલ્યા

“એ તો દરેક યુદ્ધને અતે એમ જ થાય પણ નવી સૃષ્ટિના બીજો પણ એ મેદાનમા જ પડ્યા છે તે ભૂલી ન જા ” પિતામહ બોલ્યા

“ હા, હુ આખાયે ભારતવર્ષની નવી રચનાનો વિચાર કરી જ રહ્યો છુ, અને અમે ભાઈઓએ મળીને તેનો કાચો આલેખ પણ કર્યો છે ” યુધિષ્ઠિર બોલ્યા

“એ બહુ સારૂ કર્યું ભારતની પુનર્ઘટના તમને ફાવે તે રીતે તમે કરજો, પણ એ વિષે મારે થોડુ એક કહેવાનુ છે તે કહી છૂટુ ’

"પિતામહ! જરૂર કહો આપ જગત આખાના ક્ષત્રિઓને ઘોળીને પી ગયા છો એટલે આપની પાસેથી તો અમારે કેટલુયે શીખવાનુ રહે છે પણ આજે તો આપ જે કહેવુ હોય તે કહી દો તો બહુ સારૂ થાય." યુધિષ્ઠિર બોલ્યા અને જરા વધારે પાસે આવ્યા.

"યુધિષ્ઠિર! સાભળ" ભીષ્મ બોલ્યા. "આ મહાયુદ્ધને અગે કેટલીયે જુદી જુદી દિશાઓમા વેરઝેર ઊભા થયા છે, અને એ વેરઝેરને પરિણામે દેશ આખો છિન્નભિન્ન થઈ ગયો છે યુદ્ધમા તો અનેક ક્ષત્રિયો ક્ષેત્ર પર લાબા થઈને સૂતા અને ચાલ્યા ગયા પણ એ અનેક ક્ષત્રિયોએ અને તમે સુદ્ધા જે વેરઝેરના મોજા ફેલાવ્યા તે કાઈ ચાલ્યા ગયા નથી એ મોજાઓ હજીયે હવામા ઊછળે છે, અને જ્યા જ્યા એ મોજાને ઝીલનારા અત કરણો મળી આવે છે ત્યા ત્યા તે પ્રવેશ કરે છે આખાયે દેશની હવામાથી આ વેરઝેરને નાબૂદ કરવા એ તમારો પહેલો ધર્મ"

"પિતામહ!" યુધિષ્ઠિર હાથ જોડીને બોલ્યા "બહુ મુદ્દાની વાત કરી"

"તમારા આલેખમા એ બધએસતી આવે તેટલી રાખજો, ને ન આવે તેટલીને ફેંકી દેજો" ભીષ્મે કહ્યું

"પિતામહ!" યુધિષ્ઠિરે જણાવ્યું "આવા વિચારો ઉપર જ આલેખ કરશુ ત્યારે ટકશું, નહિતર તો રેત પર ચણેલા ચણતરની માફક બધુ તણાઈ જશે."

" એક વાત થઈ આ વેરઝેર નાબૂદ કરવાની તમને સાચી ધગશ છે એમ લોકોને લાગશે તો જ લોકોને વિશ્વાસ બેસશે તમારા શત્રુઓને તમે મારી નાખ્યા છે, બધા કૌરવો રણશય્યા પર સૂતા છે પણ એમની સ્ત્રીઓ અને બાળકો તમારા દુશ્મન નથી એ સ્ત્રીઓ અને બાળકોને માત્ર તમારા દિલાસાના શબ્દોથી નહિ પણ રીતસર આશરો આપીને તમારી પાખમા લ્યો આખા દેશની પ્રજાને તમારા કૃત્યોથી જણાવો કે તમારે મન હવે કોઈ શત્રુ છે નહિ, અને દુર્યોધનના અધર્મને સ્થાને તમે ધર્મ અને શાતિની સ્થાપના કરવા માગો છો " ભીષ્મે ચલાવ્યું

" પિતામહ ! આગળ ચલાવો હું સાભળતા ધરાતો જ નથી " યુધિષ્ઠિર બોલ્યા

" બીજી વાત દુર્યોધન લાબો કાળ અધર્મથી વર્તી શક્યો અને મારા જેવા તેનો અધર્મ જાણતા છતા તેને રીતસર રોકી ન શક્યા, એ મને આજે પણ સાલે છે યુધિષ્ઠિર ! સત્તા એ વસ્તુ જ એવી છે કે કોઈ પણ એક માણસના હાથમા લાબો વખત ટકે તો માણસની આખ ફૂટે શરૂઆતમા માણસની યોગ્યતાને બળે સત્તા આવી પડે છે અને પાછળથી સત્તાને બળે માણસ યોગ્યતા ગુમાવી બેસે છે જગતભરના ઇતિહાસમા આવુ જ બન્યુ છે, અને એટલા જ માટે જુદા જુદા દેશોમા જુદા જુદા કાળોમા રાજાની આવી સત્તાઓ પર અકુશ મૂકવા પડ્યા છે " ભીષ્મ બોલ્યા

" જૂના કાળમા પણ સત્તાનો દુરુપયોગ થયેલો ખરો ? " યુધિષ્ઠિરે પૂછ્યુ

" અરે, કેટલીયે વાર બ્રાહ્મણોના હાથમા સત્તા આવી અને ટકી એટલે તેમણે પણ દુરુપયોગ કર્યો, તેમ ક્ષત્રિયોના હાથમા આવી ત્યારે તેમણે પણ કર્યો સત્તાનો એ સ્વભાવ જ છે માટે તમે પણ તમારી આખ ફાટે તે પહેલા તમારી સત્તા પર અ કુશો ગોઠવજો; નહિતર તમે પણ દુર્યોધનથી વધારે અધર્મી થવાના, અને તમને પછેડી પાડવા માટે ઈશ્વરને ઘેરથી કોઈ બીજા ભીમ અર્જુનોને જન્મવુ પડવાનુ " ભીષ્મે સ ભળાવ્યુ

" પિતામહ ! અમે શુ કરીએ તો અમારી અથવા અમારી પ્રજાની આખ ન ફાટે ? " યુધિષ્ઠિરે પૂછ્યુ

" એના થોડાએક મનુષ્યકૃત માર્ગો છે જૂના વખતમા તો દેશમા આવા પ્રસ ગોએ લોકસત્તાક રાજ્યો જ ઊભા થતા, અને રાજા પણ અમુક કાળ સુધી જ રાજા રહે એવી અનેક યોજનાઓ ઘડાતી " ભીષ્મ બોલ્યા

" તો આજે પણ એમ થઈ શકે ? "

" ના, આખુયે ભારતવર્ષ હજી એ માટે પાકીને તૈયાર થયુ નથી પરતુ દેશને એ માર્ગને માટે તમે તૈયાર કરી શકો, અને સાથે સાથે તમારી જાત પર પણ અ કુશ મૂકી શકો " ભીષ્મ બોલ્યા

" તો પિતામહ ! કૃપા કરીને અમને એ જણાવો; આ સામ્રાજ્યની સત્તા અમને બહેકાવી ન મૂકે એ તો

ખાસ બતાવો " યુધિષ્ઠિર બોલ્યા

"એનો સૌથી મુખ્ય ઉપાય આખા ભારતવર્ષની પ્રજાની કેળવણી જો, સાભળ દુર્યોધને અનેક અધર્મોનુ આચરણ કર્યું ને અમે સૌએ અમારી સગી નજરે તે જોયું, છતા અમે તેને કશુ કહી ન શકયા કારણ ? કારણ એ અર્થમા અમને કેળવણી મળી ન હતી દુર્યોધન તમને વનવાસ આપે તો હસ્તિનાપુરની પ્રજા બિચારી રડતી રડતી તમારી પાછળ ખેચાય, દ્રૌપદીના વસ્ત્રો ખેચાય ત્યારે રાજન્યો બધા દીનમુખે જોઈ રહે, તમે દ્વૈતવનમા જાઓ ત્યારે બ્રાહ્મણો બિચારા અગ્નિહોત્રો લઈને સાથે આવે પરતુ પોતાના મનની માન્યતાઓ જાહેર કરવાનુ બળ અમારા ઠાઈનામા જ નહિ એટલે બધો અધર્મ ચાલ્યો યુધિષ્ઠિર ! દુર્યોધનને પોતાને પણ છેવટ સુધી ખબર ન પડી કે હૃદયથી આખી પ્રજા પાડવોની સાથે છે એ પણ ભુલાવામા જ હશે, નહિતર કોઈ પણ રાજાના ભાર છે કે પ્રજાના જાહેર પોકારની અવગણના કરીને તખ્ત પર એક ઘડી પણ ટકી શકે ? પ્રજાનો આવો જાહેર પોકાર, સત્તાના તમામ કામકાજ પર ગરુડની નજરથી જોવાની શક્તિ, અને સ્વતત્ર વિચારને જાહેર કરવાની હિમત, આ ત્રણ વસ્તુઓ આવે એટલે ભલભલા તુમાખી રાજાઓ જખ મારે છે તારા રાજ્યમા બીજુ જે થવાનુ હોય તે થાય, પણ આખા દેશના બાળકોને તેમ જ જુવાનોને આવી કેળવણી મળે એવી યોજના જરૂર કરજે ઋષિમુનીઓના આશ્રમોમા પણ આ

નવુ તત્ત્વ ઉમેરવાની ખાસ જરૂર છે એ આશ્રમોમા ગુરુ સેવાના મુદ્દાના તત્ત્વની સાથે જો આ નીડરતાનું તત્ત્વ ઉમેરાશે તો આશ્રમોના જીવનમા પણ નવુ તેજ આવશે, અને ભારતની પ્રજા આ યુદ્ધને અતે તવાઈને સુવર્ણ સરખી કાતિમાન બહાર આવશે ”

“ અવશ્ય, મહારાજ ! આપણી આખી પ્રજામા આ તત્ત્વનો પ્રચાર કરવા હુ મારાથી બનતુ બધુ કરી છૂટીશ ” યુધિષ્ઠિર બોલ્યા

“ હવે ત્રીજી વાત આખાયે ભારતવર્ષમા આજે અનેક જાતિઓ છે નાગો, દાનવો, રાક્ષસો, ભૂતો, આર્યો, વાનરો, દેવો વગેરે વગેરે આ બધી જાતિઓ એકબીજાથી જીવનમા અનેક રીતે ભિન્ન છે આ લોકોની ભિન્નતા મને ગમે છે, કારણ કે એવી ભિન્નતામા જ તેમનો પ્રાણ છે પણ આ બધી જાતો પોતાનુ જુદાપણુ કદી જ ભૂલતી નથી, અને દેશ આખાનો પ્રશ્ન આવે ત્યારે પણ એ જુદા પણાના પોરણે જ વિચાર કરે છે એ ઠીક નથી આ યુદ્ધે આવી ઘણી જાતોને એકબીજાના સમાગમમા આણી છે; એ લોકો એકબીજાને ઓળખતા થયા છે, અને જુદાઈની દીવાલો કેટલી તૂટી પણ હશે જ; પણ હજી વધારે તૂટ વાની જરૂર છે તક્ષક ભલે સર્પ જાતિના રહ્યા, પણ એ ભારતવાસી પણ છે; અને એ વિચાર એના લોહીમાં પણ ઊતરી જવો જોઈએ અલબુ રાક્ષસ હતો તો પણ એ ભારતવાસી હતો એમ તો આપણને લાગવુ જ જોઈએ

ભારતમાતાની આવી જીવતીજાગતી ભાવના આખા દેશના એક છેડાથી બીજા છેડા સુધી પ્રસરી જવી જોઈએ, અને તારો ચક્રવર્તી રથ જ્યા જ્યા ફરે ત્યા ત્યા બધે એ ભાવના ફેલાય એમ થવુ જોઈએ ” ભીષ્મ બોલ્યા

“ પિતામહ ! જરૂર તેમ કરીશ આગળ ચલાવો ” યુધિષ્ઠિર બોલ્યા

“ આવી વાતો તો ઘણી થઈ શકે, ને હુ જીવતો પડ્યો છુ ત્યા સુધી આપણે કર્યા જ કરશુ આજે તો આટલુ બસ કરીએ ” ભીષ્મ બોલ્યા

“ પિતામહ ! આપે આજે મારા પર મોટો ઉપકાર કર્યો આવા ઉપકારનો તો યુધિષ્ઠિર રોજ ભૂખ્યો જ છે એમ સમજશો ’ યુધિષ્ઠિરે જણાવ્યુ

“ યુધિષ્ઠિર ! આજે હવે મને શ્વાસ ચડવા લાગ્યો છે હવે વળી કોઈ બીજે વખતે હજી તો દ્રવ્ય, વેપાર, ખેતી, બ્રાહ્મણો, રાજ્યતન્ત્ર, કરો, એવી એવી ઘણી વાતો બાકી છે અને દેશના ગરીબ લોકોનો પ્રશ્ન તો મે હજી ક્યા છેડ્યો જ છે ? ” ભીષ્મ બોલ્યા

“ પિતામહ ! ભલે, આજે બધ કરો હુ આપને દુખી કરવા માગતો નથી ” યુધિષ્ઠિર બોલ્યા અને ભીષ્મને પવન નાખવા લાગ્યા



# જીવનને છેલ્લે આરે

"મહારાજ ! " અર્જુને જણાવ્યું "મારી શરમનો તો પાર જ ન રહ્યો "

યુધિષ્ઠિર એક મોટા સિંહાસન ઉપર બેઠા હતા તે ત્યાંથી ઊતરીને અર્જુનની પાસેના એક કોચ પર બેઠા અને બોલ્યા "વહાલા ભાઈ ! તું કહે છે તે ઝટ માની શકાય તેવું નથી "

" મોટાભાઈ ! માનો કે ન માનો. " અર્જુને કહ્યું "આનું આ મારૂં ગાંડીવ, આના આ મારા ભાથા, આના આ અર્જુનના બંને હાથ, આ જ પેલું ચામડું બાંધવાનો અંગૂઠો, એ બધા ત્યાં નિષ્ફળ ગયા અને હાથમાં લાકડીઓ ફેરવતા એ કાબાઓએ મને રીતસર લૂટ્યો. "

" અર્જુન ! " યુધિષ્ઠિર આશ્ચર્યભરી આંખોથી સામે જોતા બોલ્યા " અર્જુન ! શ્રીકૃષ્ણ આપણને કહેતા હતા તે કાળ જ આ. આનું જ નામ કાળ વહાલા ભાઈ ! દુર્યોધનની સાથે લડતી વખતે આપણે દેશભરમાં જે

સુકનુ વાતાવરણ જમાવ્યુ તેના મોજા ઠેઠ દ્વારકા સુધી પહોચ્યા ભગવાન વ્યાસ મને એક વાર કહેતા હતા કે જગતમા વેરઝેરના મોજા ગતિમા મૂકયા પછી તેને રોકવા બહુ આકરા છે આપણા વેરઝેર કુરુક્ષેત્રમા ઊગ્યા અને ઠેઠ દ્વારકામા પણ ઊગ્યા ”

“મોટાભાઈ! તમે કહો છો તે બરાબર છે હુ દ્વારકા ગયો પણ ત્યા તો બધુ પડીને પાધર થયુ છે સુભદ્રાને પરણ્યો ત્યારે જે દ્વારકા હતી એ દ્વારકા જ નહિ! યાદવો બધા દારૂ પીને મુશળો વતી લડ્યા અને આખા યાદવકુળનો નાશ થયો ”

“એ જ કાળ ” યુધિષ્ઠિર બોલ્યા “શ્રીકૃષ્ણ પણ એટલે જ પ્રભાસમા પોઢ્યા અને દેહનો ત્યાગ કર્યો ”

“મોટાભાઈ! હુ તો એમને ભૂલી શકતો જ નથી દ્વારકા તેમની સ્ત્રીઓને લેવા ગયો ત્યા મહેલ સ્મશાન જેવો લાગ્યો રાત્રે સૂતો ત્યા જાણે શ્રીકૃષ્ણ મારો રથ હાંકે છે, હુ રથમા પડ્યો છુ, અને રથનુ પૈડુ લઈને ભીષ્મ સામા દોડ્યા આવે છે! પણ જાગીને જોઉં ત્યા તો રથ પણ નહિ અને શ્રીકૃષ્ણ પણ નહિ મોટાભાઈ! શ્રીકૃષ્ણ વિના હવે આ જીવતર લૂખુ લાગે છે ” અર્જુન ગળગળો થઈ ગયો

“અમને પણ એમ જ લાગે છે, તો તને લાગે તેમા શી નવાઈ?” યુધિષ્ઠિર બોલ્યા “તારો અને શ્રીકૃષ્ણનો તો એક જ જીવ, ખોળિયા જુદા એટલુ જ ”

"મોટાભાઈ! એ એમની મોટાઈ આજે શ્રીકૃષ્ણ નથી ત્યારે એ મોટાઈ સમજાય છે એટલા મારા દુર્ભાગ્ય છે" અર્જુન બોલ્યો "મોટાભાઈ! શ્રીકૃષ્ણ મારા તમારા જેવા બે હાથ અને બે પગ લઈ ને આવ્યા એટલે આપણે એને મનુષ્ય જ જાણ્યા અને વ્યવહાર પણ એવો જ કર્યો. મોટાભાઈ! એમની પ્રભુતાની ઝાખી તો ઘણી વાર કરી પણ મૂઢ એવો હુ તુરત જ ભૂલી જાઉ અને શ્રીકૃષ્ણને સખા જ દેખુ માણસ ખરેખર પામર છે કે પ્રભુતા જોવા માટે ચાર હાથની જ અપેક્ષા રાખતો ફરે છે"

"ભાઈ અર્જુન!" યુધિષ્ઠિર બોલ્યા "ઈશ્વરના બધા અવતારો પોતાના કાળમા તો ભાગ્યે જ ઓળખાયા છે બાકી તો એમના નસીબે દુખ અને નિંદા જ હોય છે શ્રીકૃષ્ણને પણ કેટલા લોકો ધુતારા કહેતા? જરાસધે અને શિશુપાળે કાઈ બાકી રાખી હતી? અને દુર્યોધન? દુર્યોધને તો શ્રીકૃષ્ણને કેદ કરવાની પણ તૈયારી કરી હતીના?"

"પણ ખુદ આપણે પણ તેમને બરાબર ઓળખી ન શકયા એ નવાઈ છે!" અર્જુન બોલ્યો

"અર્જુન!" યુધિષ્ઠિરે જણાવ્યુ "ન માનતો કે કુરુક્ષેત્રનુ યુદ્ધ આપણે જીત્યા છીએ એ તો શ્રીકૃષ્ણના પ્રતાપ નહિતર ભીષ્મ અને દ્રોણ જેવા એક દિવસમા આપણો સહાર કરી નાખે!"

"એમ જ, મોટાભાઈ! જુઓને આ જ મારૂ

ગાંડીવ ! આજે હાથમા ખેતરના બરૂની જેવુ પડ્યુ રહ્યુ ના ? " અર્જુન બોલ્યો

" અર્જુન ! " યુધિષ્ઠિરે કહ્યુ " એવા શ્રીકૃષ્ણના કુળનેય કાળ ખાઈ ગયો, તો હવે આપણે ચેતવુ ઘટે છે ગાંડીવધારી અર્જુનનુ ગાંડીવ હાથમા રહી જાય ને કાબા શ્રીકૃષ્ણની સ્ત્રીઓને લઈને નાસી જાય ત્યારે જાણવુ કે આપણો વખત પણ હવે ભરાઈ ચૂક્યો છે "

" મને પણ એમ જ દેખાય છે " અર્જુન બોલ્યો

" આપણા વાવેલા વેરઝેર જગતમા મળગી ઊઠ્યા છે " યુધિષ્ઠિર બોલ્યા " કલિયુગનો પ્રભાવ ચારે બાજુ ફેલાતો જાય છે આપણુ અવતારકૃત્ય પૂરૂ થયુ હોય એમ આપણા શસ્ત્રો આપણને છોડતા જાય છે છતા આપણે ન ચેતીએ તો ક્યારે ચેતશુ ? "

અર્જુન વિચારમા પડી ગયો, અને થોડી વાર પછી બોલ્યો " મહારાજ ! તમે કહો છો તે મનેયે સાચુ લાગે છે "

" મને તો આજે સ્પષ્ટ દેખાય છે હવે જગતમા આપણુ જીવતર નિરર્થક છે પોતાનુ જીવિત નિરર્થક જણાયા છતા જે લોકો દેહને વળગીને પડ્યા રહે છે તે લોકોને, મહાસાગર જેમ ઓવાળના લાકડાને કિનારે કાઢી નાખે તેમ, નવી દુનિયા કિનારે કાઢી નાખે છે, અને ત્યાં પડ્યા પડ્યા તેઓ કોહી જાય છે " યુધિષ્ઠિર બોલ્યા " અર્જુન ! જીવતરના કિનારા પર આ પ્રમાણે પડ્યા

પડ્યા સડી જવું તેના કરતાં બહેતર નથી કે સંસારને છોડીને નીકળી પડવું અને જીવનના ધ્યેયની શોધમાં ને શોધમાં દેહને પાડી નાખવો ?"

"મહારાજ !" અર્જુન બોલ્યો "મને તો હવે આ જીવતર ગમતું જ નથી હસ્તિનાપુર તો હીંડ્યે નથી ગમતું મન તો કોઈ અગમ્ય પ્રદેશમાં જઈને કાંઈક ખોળવા માગતું હોય એમ વલખાં માર્યા જ કરે છે "

"તો અર્જુન ! હવે પરીક્ષિત મોટો થયો છે આ મુગટ તેના માથા પર મૂકીને હું ચાલી નીકળું " યુધિષ્ઠિર બોલ્યા. "ભીમસેનને વાત કરી લેવી પડશે ના ?"

"અરે, ભીમસેન તો ક્યારનો જીવતરથી કંટાળ્યો છે એ તો કહેતો હતો કે કશું યે નહિ સૂઝે તો કોઈક દિવસ આપઘાત થઈ જશે " અર્જુન બોલ્યો

"તો દ્રૌપદી તો તૈયાર જ છે" યુધિષ્ઠિર બોલ્યા.

"નકુળસહદેવનું પણ એમ જ છે " અર્જુને કહ્યું "તમે બધી આજ્ઞાઓ આપો એટલી જ વાર "

* * *

પાંચ પાંડવો, છઠ્ઠી દ્રૌપદી અને સાતમો એક કૂતરો હસ્તિનાપુરમાંથી નીકળ્યાં અને ઉત્તરમાં હિમાલય તરફ ચાલ્યાં રસ્તામાં દ્રૌપદી પડી, નકુળ પડ્યો, સહદેવ પડ્યો, અર્જુન પડ્યો અને ભીમસેન પણ પ[illegible] જણના દેહ પર એક એક હિનું આ[illegible] યુધિષ્ઠિર તો આગળ જ ચાલ્યા. હિ[illegible]

દિત શિખરો તેમને બોલાવતા હતા પેલો કૂતરો પણ તેમની પાછળ ચાલ્યો જતો હતો

હિમાલયમા ઘણે દૂર નીકળી ગયા ત્યારે એક રમણીય સ્થળ પાસે દેવરાજ ઇંદ્ર વિમાન લઈ ને તેમને તેડવા માટે આવ્યા હતા

" મહારાજ યુધિષ્ઠિર ! આ વિમાન તમારા માટે છે સ્વર્ગમા દેવો તમારી રાહ જુએ છે, માટે સત્વર આ વિમાનમા બેસો " એમ કહી દેવરાજે તેમને વિમાનમા બેસવા નોતર્યા

"દેવરાજ !" યુધિષ્ઠિર વદન કરતા બોલ્યા "વદન કરૂ છુ આ કૂતરાને પહેલો બેસારો એટલી વારમા હુ પણ બેસુ છુ "

" યુધિષ્ઠિર ! " ઇંદ્રે તરત જ કહ્યુ " કૂતરાઓને સ્વર્ગમા આવવાનો અધિકાર નથી એટલે એને વિમાનમા લઈ નહિ શકાય. આપ એકલા આવો "

યુધિષ્ઠિરે તરત જ કડકાઈથી જવાબ વાળ્યો " તો દેવરાજ ઇંદ્ર ! એ વિમાનને પાછુ લઈ જાઓ આ કૂતરાને છોડીને હુ વિમાનમા આવી શકતો નથી "

" રાજન ! આ શુ બોલો છો ? દેવો બધા તમારા દર્શનની રાહ જોઈ બેઠા છે ભીમસેન અને અર્જુન જેવા ભાઈઓને તમે છોડ્યા, પાચાલી જેવી પત્નીને છોડી, ને એક કૂતરાને નથી છોડી શકતા ? " ઇંદ્રે કહ્યુ

"દેવેદ્ર ! જો ભીમઅર્જુન જેવા ભાઈઓને છોડી

શકુ ને પાચાલી જેવી ધર્મપત્નીને છોડી શકુ, તો આપના સ્વર્ગને કેમ છોડી ન શકુ ?" યુધિષ્ઠિર બોલ્યા "ભીમ, અર્જુન અને પાચાલીને મે છોડ્યા નથી, તેઓને છૂટવુ પડ્યુ છે આ કૂતરો ઠેઠ હસ્તિનાપુરથી અમારી સાથે છે એટલે હુ એને છોડી શકતો નથી"

"રાજન !" ઈંદ્ર ફરીથી બોલ્યા "આવા નજીવા પ્રાણીને ખાતર તમે સ્વર્ગમા આવવાની અમૂલ્ય તક ગુમાવો છો. તેમા કેટલુ ડહાપણ છે તેનો વિચાર કરજો."

"દેવરાજ !" યુધિષ્ઠિર બોલ્યા "આ કાઈ નજીવા પ્રાણીનો સવાલ નથી પણ મારી ટેકનો સવાલ છે બાકી સ્વર્ગમા આવવાની અમૂલ્ય તક હુ ગુમાવુ છુ એમ કહેવાનો કશોય અર્થ નથી ઇંદ્રદેવ ! આજથી વીશપચીશ વર્ષ ઉપર તમે મને આવુ કહ્યું હોત તો તો હજીયે હુ વિચાર કરત એ વખતે મારો ધર્મ મે શાસ્ત્રોમાંથી અને સત્પુરુષો પાસેથી નક્કી કર્યો હતો. ત્યાર પછી તો હસ્તિનાપુરના સિહાસન પર મારા જીવનને મે સરાણ પર ચઢાવી લીધુ, અને મારા ધર્મને અને જીવનને નવો ઓપ ચડાવ્યો દેવરાજ ! એક દિવસ એવો હતો કે જ્યારે સ્વર્ગ મને આકર્ષી શકતુ, અને સ્વર્ગ ન મળે તો હુ દુખી થાઉ એવી સ્થિતિ હતી આજે હવે સ્વર્ગ તો મારા અતરમા બેઠુ છે તમારૂ સ્વર્ગ મને મળે ન મળે તેની પરવા મને નથી રહી. એક દિવસ એવો હતો કે જ્યારે સ્વર્ગની શોધ માટે હુ ફાંફાં મારતો અને

તમારા જેવા કેટલાયે દેવોને પૂજતો દેવેંદ્ર! આજે હવે યુધિષ્ઠિર બહાર ફાફા મારતો બંધ થયો છે, અને સ્વર્ગને તેમ જ મોક્ષને અંદર શોધે છે એટલે દેવરાજ! આપ સુખેથી પધારો આ યુધિષ્ઠિર અને એનો કૂતરો પોતાનુ ફોડી લેશે ”

“ તો તમને લીધા વિના જ જાઉં ? ” ઇંદ્રે પૂછ્યુ

“ એ તમારો સવાલ છે હુ કૂતરા વિના એકલો આવવાનો નથી એ ચોક્કસ છે ” યુધિષ્ઠિર બોલ્યા “ દેવરાજ! મને માફ કરશો તમે મને લીધા વિના જશો તોયે ફરીથી આવવુ જ પડશે એમ હુ માનુ છુ તમે મને સ્વર્ગમા લઈ જાઓ છો કારણ કે મારી આતર તૈયારી એ લોકમા આવવાની થઈ ગઈ છે અને એમ જ છે, તો માફ કરજો, દેવરાજ! તમારી મગદૂર નથી કે મારા એ આતર અધિકારને તમે છીનવી લઈ શકો સ્વર્ગાદિ એ તમારી મહેરબાનીનુ ફળ નથી પણ મારા અધિકારનુ અને ઈશ્વરની કૃપાનુ ફળ છે, એટલે એ મારી પાસેથી ઝૂટવી લેવાની કોઈની તાકાત નથી પરતુ તેમ છતાયે જો ઝુટાવી શકતા હો તો મને કશુ દુખ નથી આજે મારા આ સાથીની ખાતર સ્વર્ગ જતુ કરવામા જે આનદ છે તે સ્વર્ગમા પણ હોઈ ન શકે ” યુધિષ્ઠિરે પરખાવી દીધુ અને કૂતરા સામે પાછુ વાળીને જુએ છે ત્યા તો કૂતરાને બદલે સાક્ષાત્ ધર્મરાજા ખડા હતા!

યુધિષ્ઠિર હજુ બોલતા હતા ત્યા તો તેમના પર

શકુ ને પાચાલી જેવી ધર્મપત્નીને છોડી શકુ, તો આપના સ્વર્ગને કેમ છોડી ન શકુ ?" યુધિષ્ઠિર બોલ્યા "ભીમ, અર્જુન અને પાચાલીને મે છોડ્યા નથી; તેઓને છૂટવુ પડ્યુ છે આ કૂતરો ઠેઠ હસ્તિનાપુરથી અમારી સાથે છે એટલે હુ એને છોડી શકતો નથી "

"રાજન !" ઇંદ્ર ફરીથી બોલ્યા "આવા નજીવા પ્રાણીને ખાતર તમે સ્વર્ગમા આવવાની અમૂલ્ય તક ગુમાવો છો તેમા કેટલુ ડહાપણ છે તેનો વિચાર કરજો."

"દેવરાજ !" યુધિષ્ઠિર બોલ્યા "આ કાઈ નજીવા પ્રાણીનો સવાલ નથી પણ મારી ટેકનો સવાલ છે બાકી સ્વર્ગમા આવવાની અમૂલ્ય તક હુ ગુમાવુ છુ એમ કહેવાનો કશોય અર્થ નથી ઇંદ્રદેવ ! આજથી વીશપચીશ વર્ષ ઉપર તમે મને આવુ કહ્યુ હોત તો તો હજીયે હુ વિચાર કરત એ વખતે મારો ધર્મ મે શાસ્ત્રોમાંથી અને સત્પુરુષો પાસેથી નક્કી કર્યો હતો ત્યાર પછી તો હસ્તિનાપુરના સિહાસન પર મારા જીવનને મે સરાણ પર ચડાવી લીધુ, અને મારા ધર્મને અને જીવનને નવો ઓપ ચડાવ્યો દેવરાજ ! એક દિવસ એવો હતો કે જ્યારે સ્વર્ગ મને આકર્ષી શકતુ, અને સ્વર્ગ ન મળે તો હુ દુખી થાઉં એવી સ્થિતિ હતી આજે હવે સ્વર્ગ તો મારા અતરમાં બેઠુ છે તમારુ સ્વર્ગ મને મળે ન મળે તેની પરવા મને નથી રહી. એક દિવસ એવો હતો કે જ્યારે સ્વર્ગની શોધ માટે હુ ફાંફાં મારતો અને

તમારા જેવા કેટલાયે દેવોને પૂજતો દેવેદ્ર! આજે હવે યુધિષ્ઠિર બહાર ફાફા મારતો બધ થયો છે, અને સ્વર્ગને તેમ જ મોક્ષને અદર શોધે છે એટલે દેવરાજ! આપ સુખેથી પધારો આ યુધિષ્ઠિર અને એનો કૂતરો પોતાનુ ફોડી લેશે ”

“ તો તમને લીધા વિના જ જાઉ?” ઇદ્રે પૂછ્યુ

“ એ તમારો સવાલ છે હુ કૂતરા વિના એકલો આવવાનો નથી એ ચોક્કસ છે ” યુધિષ્ઠિર બોલ્યા “દેવ-રાજ! મને માફ કરશો તમે મને લીધા વિના જશો તોયે ફરીથી આવવુ જ પડશે એમ હુ માનુ છુ તમે મને સ્વર્ગમા લઈ જાઓ છો કારણ કે મારી આતર તૈયારી એ લોકમા આવવાની થઈ ગઈ છે અને એમ જ છે, તો માફ કરજો, દેવરાજ! તમારી મગદૂર નથી કે મારા એ આતર અધિકારને તમે છીનવી લઈ શકો સ્વર્ગાદિ એ તમારી મહેરબાનીનુ ફળ નથી પણ મારા અધિકારનુ અને ઈશ્વરની કૃપાનુ ફળ છે, એટલે એ મારી પાસેથી ઝૂટવી લેવાની કોઈની તાકાત નથી પરતુ તેમ છતાયે જો ઝુટાવી શકતા હો તો મને કશુ દુખ નથી આજે મારા આ સાથીની ખાતર સ્વર્ગ જતુ કરવામા જે આનદ છે તે સ્વર્ગમા પણ હોઈ ન શકે ” યુધિષ્ઠિરે પરખાવી દીધુ અને કૂતરા સામે પાછુ વાળીને જુએ છે ત્યા તો કૂતરાને બદલે સાક્ષાત્ ધર્મરાજ ખડા હતા!

યુધિષ્ઠિર હજુ બોલતા હતા ત્યા તો તેમના પર

આકાશમાંથી પુષ્પવૃષ્ટિ થઈ, હજારો વિમાનો આકાશમાં ઊડવા લાગ્યા અને ધીર ગંભીર અવાજે ધર્મરાજાએ શરૂ કર્યું "બેટા યુધિષ્ઠિર! હું ધર્મરાજા છું—તારો પિતા તેં તારા જીવનમાં ધર્મને જીવી બતાવ્યો છે એટલે તારા પર પ્રસન્ન થયો છું હું જાણું છું કે માણસ કોઈ સંપૂર્ણ નથી હોતો હું જાણું છું કે તે પણ તારા જીવતરમાં ધર્માધર્મના નિર્ણયમાં કેટલીયે વાર ગોથાં ખાધાં છે પણ વહાલા પુત્ર! હસ્તિનાપુરની ગાદી પરથી તને જે ધર્મ-દર્શન થયું તે પહેલાં કદી થયું ન હતું એ પહેલાં તું ધર્મરાજ તો હતો જ, પણ ચક્રવર્તી થયા પછી તો તારો ધર્મ એ શાસ્ત્રનો મટીને અનુભવનો થયો હસ્તિના પુરના રાજ્યે તારા જીવનનું કેંદ્રસ્થાન બહાર દેખાતું હતું તે તને અંદર દેખાડ્યું, અને માનવ માત્રના હૃદયમાં રહેલા એક પરમ ધર્મને તું સાચેસાચ ઓળખતો થયો બેટા! ચાલ; સ્વર્ગ એ તારા પર કોઈની કૃપા નથી પણ તારો હક્ક છે"

"ધર્મરાજા! એને તો સ્વર્ગ જતું કરવું છે!" ઈંદ્ર બોલ્યા

"દેવરાજ! જેના ખિસ્સામાં સ્વર્ગ ક્યારનું પડી ચૂક્યું હોય તેને આપણે લલચાવીને શી રીતે વશ કર વાના હતા? આપણે તો બીકણ લોકોના દેવો આપણું બળ માનવીઓની બીક ઉપર છે પણ જેણે ધર્મનું તળ તપાસી લીધું હોય તે આપણાથી કે ખુદ ઈશ્વરથીયે શા

માટે બ્હીએ ? એને તો ધર્મ એ આત્માની એક જાતની ભૂખ, એ ભૂખની તૃપ્તિને અર્થે કહો કે પરમાત્મા પ્રીત્યર્થે કહો, મનુષ્ય ધર્મનુ સેવન કરે છે આવા ધર્મપાલનમા આત્મતૃપ્તિ સિવાય બીજો કશો સ્વાર્થ હોતો નથી યુધિ ષ્ઠિર પણ આવા જ કારણથી તમારી ધમકીને વશ ન થાય એ સહજ છે " ધર્મરાજાએ ખુલાસો કર્યો.

અને ત્રણે જણા વિમાનમા બેસીને સ્વર્ગે સિધાવ્યા



# કિશોર અને બાલસાહિત્ય

## શ્રીદક્ષિણામૂર્તિ પ્રકાશનમંદિરનું



# સૂચિપત્ર


૧૯૯૧ આષાઢ જુલાઈ ૧૯૩૫

ભાવનગર

## પ્રવાસો અને સાહસકથાઓ

| | | |
|---|---|---|
| કૈલાસ માનસ સરોવર દર્શન | ( ગિજુભાઈ ) | ૦ ૧૦ ૦ |
| ચાર પ્રવાસો | ( રામભાઈ પાઠક ) | ૦ ૧૦ ૦ |
| સાગરસમ્રાટ | ( મૂળશંકર ભટ્ટ ) | ૦ ૧૦ ૦ |
| સાહસિકોની સૃષ્ટિ | (  ) | ૧-૪-૦ |
| પાતાળપ્રવેશ | ( ,, ) | ૦ ૧૦ ૦ |
| રખડુ ટોળી ખંડ ૧-૨ | ( ગિજુભાઈ ) | ૧-૦-૦ |
| ખજાનાની શોધમાં | ( મૂળશંકર ભટ્ટ ) | તૈયાર થાય છે |
| ધૂમકેતુની સફર | ( ,, ) | ,, |
| ચંદ્રલોકમાં | ( ,, ) | ,, |

## ઇતિહાસ, અર્થશાસ્ત્ર અને ભૂગોળ

| | | |
|---|---|---|
| આપણા દેશનો ઇતિહાસ | ( નાનાભાઈ ) | ૦-૬-૦ |
| આપણા આર્થિક પ્રશ્નો | ( ભાસ્કરરાવ ) | ૦-૫-૦ |
| આર્થિક ભૂગોળ (૪૫ નકશા) | ( ,, ) | તૈયાર થાય છે |

## ચિત્રકલા

રંગરેખા ૧૦×૧૨ ઇંચના સાઇઝનું ૫૬ ત્રિરંગી ચિત્રોનું આલ્બમ
( ચિત્રકાર સોમાલાલ શાહ ) ૨-૮-૦

## નાટકો કાવ્યો

| | | |
|---|---|---|
| વડલો ( સચિત્ર ) | ( કૃષ્ણલાલ શ્રીધરાણી ) | ૦ ૧૦ ૦ |
| બાપનો બેટ ( ઐતિહાસિક નાટક ) | ( હરભાઈ ) | ૦-૧-૬ |
| નીલપંખી ( સચિત્ર ) | દિલીપ કોઠારી | ૦ ૧૪ ૦ |
| બાળકોનો બેલી કોણ ? | ( ગૌરીશંકર ચતુર્વેદી ) | ૦-૫-૦ |
| બાળકોનો બાપુ | (  ) | ૦-૫-૦ |
| કોડિયાં ( કાવ્યસંગ્રહ સચિત્ર ) | ( કૃષ્ણલાલ શ્રીધરાણી ) | ૧-૪-૦ |

## જીવનચરિતો

| | | |
|---|---|---|
| ભગવાન બુદ્ધ | ( ગિજુભાઈ ) | ૦-૩-૦ |
| અશો જરથુસ્ત્ર | ( પ્રો તારાપોરવાળા ) | ૦-૩-૦ |
| હઝરત મોહમ્મદ પયગમ્બર (સ) | ( નાનાભાઈ ) | ૦-૩-૦ |

## ધર્મશિક્ષણ

| | | |
|---|---|---|
| હિંદુધર્મની આખ્યાયિકાઓ ૧-૨ | ( નાનાભાઈ ) | ૧-૦-૦ |
| શરશય્યા પરથી | ( નાનાભાઈ ) | ૦-૬-૦ |
| ધર્માત્માઓના ચરિતો | ( ગિજુભાઈ ) | ૦-૮-૦ |
| બાલ રામાયણ | ( લીલાવતીબેન ) | ૦ ૧૦ ૦ |
| જાતક કથાઓ | ( હરભાઈ ) | ૦-૮-૦ |
| સાત પળોમાં | ( ગિજુભાઈ ) | ૦-૬-૦ |
| પ્રાસંગિક મનન | ( ગિજુભાઈ ) | ૦-૮-૦ |

## મહાભારતના પાત્રો લેખક શ્રી નાનાભાઈ

| | | | |
|---|---|---|---|
| ૧ સત્પુત્ર કર્ણ | ૦-૩-૦ | ૭ કુંતી-ગાંધારી | ૦-૫-૦ |
| ૨ પાંચાલી | ૦-૪-૦ | ૮ દ્રોણ અશ્વત્થામા | ૦-૫-૦ |
| ૩ દુર્યોધન | ૦-૩-૦ | ૯ ભીષ્મ | ૦-૪-૦ |
| ૪ ભીમસેન | ૦-૪-૦ | ૧૦ ધૃતરાષ્ટ્ર | ૦-૨-૬ |
| ૫ અર્જુન | ૦-૭-૦ | ૧૧ શ્રીકૃષ્ણ | ૦-૬-૦ |
| ૬ યુધિષ્ઠિર | ૦-૪-૬ | ૧૨ મહાભારત કથા | ૧-૦-૦ |

## રામાયણના પાત્રો લેખક શ્રી નાનાભાઈ

| | | |
|---|---|---|
| ૧ સીતા | ૦-૪-૦ | ૪ ભરત-લક્ષ્મણ |
| ૨ રાવણ | ૦-૭-૦ | ૫ કૈકયી-મંદોદરી |
| ૩ હનુમાન-વિભીષણ | | ૬ રામચંદ્ર |

આ ચાલુ માળા માટે ૨-૮-૦ અનામત મૂકનારાને છે

ગ્રાહકોની કિંમતે માટે પળાવો

# બાલસાહિત્ય

શ્રી ગિજુભાઈના સંપાદન કરેલાં—

બાળવાર્તા ભાગ ૧ થી ૫ પાંચે ભાગના ૧ ૧૦-૦

બાળ લોકગીત સંગ્રહ ભાગ ૧-૨ બંનેના ૦-૬-૦

શ્રી ગિજુભાઈ અને શ્રી તારાબેનના સંપાદન કરેલાં—

બાલસાહિત્ય માળા ૮૦ પુસ્તકો ૬-૪-૦

બાલસાહિત્ય ગુચ્છ ૨૫ પુસ્તકો ૨-૮-૦

---

ઘમપના પાત્રો—ગધેડાં (સચિત્ર) ગિજુભાઈ ૦-૫-૦

બાપુજીની અને બીજી વાતો (સચિત્ર) શ્રી કપિલાબેન ઠાકોર ૦ ૧૦ ૦

આ કેના પરાક્રમો (મેઘભાઈ પારેખાન) ૦-૩-૦

પીળાં પલાશ (ત્રણ સચિત્ર નાટકો શ્રીધરાણી) ૦-૭-૦

---

શ્રી ગિજુભાઈના સંપાદનપણા નીચે નવી માળા શરૂ થઈ છે—

બાલસાહિત્ય વાટિકા ૧૦૮ પુસ્તકો

૧ આભગપ્પો લે. ગિજુભાઈ ૦-૫-૦

૨ ત્યાંનું જોઈએ ચંદર શાહ ૦-૫-૦

૩ મોટા થઈશું ત્યારે જયંતીલાલ ઓઝા ૦-૫-૦

બીજાં તૈયાર થાય છે વાટિકાનું જુદું સૂચિપત્ર મંગાવો.

આ માળા માટે રૂ. ૧૦) અનામત મૂકવાના છે

પ્રકાશક શ્રી દક્ષિણામૂર્તિ પ્રકાશનમંદિર ભાવનગર